આડતીઆ મી૦ જાન હેરીસનને એક અરજી કીધી હતી કે "ઇક્વિડે" નામના "હાગ મરચંટ" ઉપર તેઓના મુંબઇના આડતીઆઓએ મોકલેલા રેના નાણાંની મોટી રકમોછે તે તે આપી શકતો નથી, અને તે માટે તેણે અમોને તે રકમો ત્રણ હફતે આપવાને જણાવ્યું હતું, પણ તેમનો તે આપી શકયો નહિ, અને મફાઉમા નાશી ગયો, માટે હવે અમો શું કર્યે ? અમોને મુંબઈ આતેના અમારા આડતીઆઓ તરફથી સખ્ત હોકમોછે કે અગર ચીનાઓ સાથે કાઇબી વાધા પડતો તેઓની સામે એકદમ મજબૂત ઉપાયો લેવા નહિ, પણ નામદાર કંપની સરકારના આડતીઆની પેહલા સલાહ લેવી તેટલા માટે અમો તમારી સલાહ માગીએ છૈયે કે આએ કામમા "માંડરીન" ની કોરટમા જઇએ કે નહિ? આ અરજી ઉપર ત્રણ મુસલમાન તથા નીચના ચાર પારસીઓએ સહીઓ કીધી હતી.૧

એદલજી બહમનજી (એદલકાકા).
મનચેરજી દોરાબજી કોવાહ.
નશરવાનજી ભીખાજી (ચીનાઇ)
મનચેરજી નવરોજજી.

---

તા૦ ૨૫ મી આપરેલ.

રોજ ૧૭ માહ ૭ (શે૦) ૧૧૫૯ યજદજરદી.

**મરણ**—બહમનજી લવજી વાડીઆ—ઉમર વર્ષ ૭૬) શેઠ લવજી નશરવાનજી વાડીઆના નાધલા દીકરા. એવણ પોતાના બાપની સાથેજ મુંબઈની ગોદીમાં નાહનપણથી રેહેલા હતા, અને ઈ૦ સ૦ ૧૭૭૪ મા બાપના મરણ પછી એવણને પોતાના વડા ભાઈ શેઠ માણેકજીના હાથ હેઠળ બીજા "માસ્ટર બીલડર" ની જગા મળી હતી. વાહણ બાંધવાના હુન્નરમાં એવણ પણ પોતાના બાપ તથા ભાઈની માફક ખબરદાર હોવાથી ઈ૦ સ૦ ૧૭૭૬ મા ઇંગલાંડથી "કોરટ-ઑફ-ડાએરેકટરો" એ એવણને શાબાસી લખી મોકલી હતી. ઈ૦ સ૦ ૧૭૮૩ મા એઓ બંને ભાઇઓને મુંબઇની સરકારે પરેલ તરફ ૪૦) સુડા બાત ઉપજે તેટલી જમીન બેટ આપી હતી, તથા આતરેનાં બાગના કમાનડર ઇન-ચીફ સર એડવરડ હયુજીસે એજ વર્ષમા એઓને એક સોનાનો ચાદ ઘરેના લેખ સાથે બખશેશ કીધા હતા. એવણે તથા એવણના ભાઇએ સઘળાં મળી ૨૯) નવા ખારકો સરકારને માટે બાંધ્યા હતા, તથા ઘણાઓની મરામત કીધી હતી. તે વખતની મુંબઇની પારસીની ૫ ચાતના એવણ એક મુખ્ય અકાબર હતા.

૧ એ અરજીની નકલ શેઠ દાદાભાઇ પેશતનજી વાડીઆ પાસેથી અમોને મળી હતી

તા૦ ૫ મી ડીસેમબર,

રોજ ૨૬ માહ ૨ (શે૦) ૧૧૬૦ યજદજરદી.

આજ દીને શેઠ માણેકજી દોરાબજી સરાફે ગોપાતી મને પોતાની વાડીમાં આતશ આદરાંનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.૨

---

તા૦ ૨૯ મી ડીસેમબર.

આજ દીને મુંબઈના મુખ્ય હિંદુ તથા પારસી વ્યાપારીઓએ આતરેનો એક આગલો જાણીતો વ્યાપારી મી૦ ડેવીડ સ્કૉટ, કે જે હાલમાં ઇંગલાંડ ખાતે હતો તેની ઉપર એક બીજો પત્ર લખી જણાવ્યું હતું કે આતરે મી૦ આનડરસન નામના કોઈ અમલદારને "ડેપ્યુટી-ઑફ-પોલીસ" ના ઓહદ્દાપર સરકારે નેમ્યોછે, તેની ચાલ ચલણ અમોને ઘણી વાધા ભરી લાગેછે, સબબ જયારે તે કેવાલી મોહલ્લામાં "પ્રેસીડંટ" હતો ત્યારે તેણે કેટલાક સારા માણસોની બાયડીઓ સાથે ગેરમુલકાઈ ભરી ચાલ ચલાવી હતી, તે અને એવીજ બીજી તેની ખાડી વર્તણુકોને માટે અમોએ મજકૂર તેની નેમનૂકની સામે ગઈ તા૦ ૨૪ મી નવેમબર ૧૭૯૦ ને દીને નામદાર ગવરનરને એક અરજી કીધી હતી, પણ તે પર તે નામદારે કશ્યું ધ્યાન આપ્યા વગર પાછી ફેરવ્યાથી અમોનેતો બિનેટો ભય લાગેછે, કે તેના ઓહદ્દા સાથે અમોને જાયુક કામ પડવાથી, તે અમલદાર અમો રૈયત ઉપર વધારે જુલમ કરશે. તેટલા માટે અમોએ મજકૂર અરજીની એક નકલ તથા તે પાછી ફેરવ્યાનો જવાબ તમારી ઉપર આએ પત્ર સાથે બીડયોછે કે જો તમારી નેક નજરમા દરેશત લાગેતો તે નામદાર "કોરટ-ઑફ-ડાએરેકટરસ" આગલ રજુ કરજો આ કાગળ ઉપર પાંચ હિંદુ તથા નીચલા પારસી વ્યાપારીઓની સહીઓછે૩—

દાદીભાઈ નોશરવાનજી.
પેશતનજી બહમનજી વાડીઆ.
ફરામજી નાનાભાઈ દાવર.
નશરવાનજી માણેકજી વાડીઆ.

---

આએ વર્ષમા કચીઆણી મરે મુંબઈવાલા બાઈ નવાજબાઈતે મરહુમ શેઠ નશરવાનજી દાદાભાઈ મોદીનાં

૨ મુંબઈનો બાહાર સફે ૩૭૮. આ જગો પરના આદરાન એવણના દીકરા શેઠ ખરશેદજી માણેકજી સરાફે તા૦ ૨૯ મી નવેમબર ૧૮૧૬ ને દીને કોટમા પોતાનાં રેહવાના ઘરની પછવાડે લાવી તખતનશીન કીધા હતા, જયાં આજ લગણ તે મોજુદછે

૩ આ કાગજની નકલ શેઠ દાદાભાઇ પેશતનજી વાડીઆ પાસેથી અમોને મળી હતી

વીધવાએ પોતાના ખાવીંદની નઇમેતે એક દોખમું બંધાવી પરશાવ્યુ હતુ.[1]

---

આજે વર્ષમા શેઠ પેશતનજી બહેમનજી વાડીઆએ પોતાના માતાજી બાઈ હમાબાઈ તે સુરતવાલા શેઠ ધનજી-ભાઈ હેતુજી મેહતાના[2] દીકરી કે જેવણ તા૦ ૧૬ મી નોવેમબર ૧૭૮૯ ને દીને મરણ પામ્યાં હતા તેવણની નઇમેતે ચોપાટીના દોખમા ઉપર જવાના ડુંગરનો રસ્તો કે જે ઘણો ખીકટ હતો તે ઉપર જવાને માટે સીહડીઓ બંધાવી હતી. તે આગમજ રવાનોની પાછળ પાયદલ જનારાઓથી છેક દોખમાપર જવાતુ હતુ નહિ. તે અઘણી અગવડ આ સીહડીઓ બંધાવ્યાથી મટી ગઈ હતી.[3]

---

## ઈ૦ સ૦ ૧૭૯૨.

તા૦ ૧૯ મી આપરેલ.

રોજ ૧૧ માહ ૭ (શે૦) ૧૧૬૦ યજદજરદી.

**મરણ**—હીરાજી રતનજી પટેલ—ઉમર વર્ષ ૭૫) એવણ ભરૂચની જરથોસ્તી અંજુમનના મુખ્ય પટેલ એટલે ધણગણુ ટેટા મુકવનાર હતા. કબીવાને લગતી ભરૂચની મોટી તકરારોમા એવણે જરથોસ્તીઓમા સમા-ધાની ગખવાને ઘણી કાળજી દેખાડી હતી

---

તા૦ ૨૯ મી આપરેલ.

સંવંત ૧૮૪૭ ના, રોજ ૨૧ માહ ૭

આજ દીને મુંબઈના શમનત પથકીઓ, તથા ખરશુમ અને વગર ખરશનુમના તમામ ગોબેદોએ એક લેખ કીધો હતો તેમા તેઓ લખેછે કે અમોએ નીચે જણુ ૪ નામે આ૦ જમશેદજી ખુરશેદજી વાછા, આ૦ માણે-કજી મુબાજી પાવરી, આ૦ જમશેદજી રૂસતમજી દાબુ, તથા આ૦ ફરામજી મનચેરજી રાનજી, એઓને આગળ પાડીને નવસારીથી અંજુમન, તથા દસ્તુર સાહેબ, તથા દેસાઈજીના ફરમાનથી વરશીઓ અને નીરંગદીનનુ કામ મુંબઈમા કરાવ્યુ છે. આ લેખપર

આ૦ કાવશજી બચાજી, આ૦ ફરામજી બહેમનજી, આ૦ એદલજી ફરામજી, આ૦ હોરમજજી કોહીદાર, આ૦ શોરાબજી હોરમજજી, આ૦ દોરાબજી હોરમજજી રાનજી, આ૦ ભીખાજી હોરમજજી સુજ, આ૦ મેહરા-મજી નવરોજજી કાતરક, આ૦ ખુરશેદજી માણેકજી વાછા, આ૦ ફરામજી દારાબજી મુલ્લા, આ૦ માણેકજી જમશે-દજી પાવરી, વગેરે બીજા ૨૨ મોબેદોની સહીઓ છે.[4]

---

તા૦ ૩ જી જુન.

રોજ ૨૬ માહ ૯ (ક૦) ૧૧૬૦ યજદજરદી.

**મરણ**—બરજોરજી શોરાબજી મેહેરેમદખાન—ઉમર વર્ષ ૭૮) સુરતવાળા શેઠ શોરાબજી કાવશજી નેકસાઅનખાનના વડા દીકરા. એવણના બાપે દીલ્હી-ના બાહદશાહના ઘડીઆળો સમારી આપ્યાથી તેણે પ્રશન થઈ તેમને તથા તેમના બે છોકરાઓને એલ-કાબો આપ્યા હતા, તેમા એવણને "મેહેરેમદખાન" એટલે "દુવાથી વધેલો" એવો ખેતાબ મલ્યો હતો ઈ૦ સ૦ ૧૭૭૨ મા બાપના મરણબાદ એવણ તથા એવણના નાહના ભાઈ શેઠ પેશતનજી તાલેશારખાન ગરમા રેશમ, કાપડ, વગેરેનો વ્યાપાર તથા પોતાના બાપને મળેલી જા-ગીરોનો બોનવતો ચલાવતા હતા. તે ઉપરાંત ઈ૦ સ૦ ૧૭૭૫ થીતે ૧૭૮૦ સુધી પાંચ વર્ષને કારે મી૦ બુચર નામના કોઈ ઇંગ્રેજ અમલદાર પાસેથી "ટીબા" પરગણુ લીધુ હતુ. એવણને બાપની જાગીરો તથા તેમના ફર-જનના ઈજારેદારના ઓધ્ધા ઉપરાંત ઈ૦ સ૦ ૧૭૮૭ મા ઓલપાડ, કરોદ, અને વાલોદ, ગામોની મામલતદારી સરકાર તરફથી મળી હતી.

---

તા૦ ૧૦ મી જુલાઈ

રોજ ૩ માહ ૧૦ (શે૦) ૧૧૬૦ યજદજરદી

**મરણ**—કાઉશજી મનજીવગ[5]—ઉમર વર્ષ ૫૫) સુરતના એક જાણીતા પારસી વ્યાપારી. એવણ ઈ૦ સ૦ ૧૭૫૧ મા ભગવા બંદરેથી સુરતમા આવી કાપડ, રેશમ,

[1] આ દોખમાપર કરસી તખ્તી મારેલી નહિ હોવાથી તેના પરકાયાનો દાહડો વાર માલમ પડતો નથી, પણ ઉપલુ વર્ષ એવણના એક હૈયાત બેટી બાઈ માણે-કબાઈ તે મરહુમ શેઠ જાગીરજી નશરવાનજી વાડીઆના વીધવાની શાહદતથી તેમના પથકી એ૦ ફરદુનજી બરજો-રજી વાછાએ મેલવી આપ્યુ છે એની આગમજનુ એક ઘણુ જુનુ દોખમુ હાલ કબ્રીઆણીમા મોજુદછે, અને બીજા એક ઇટના બાંધેલા દોખમાની પડી ભાગેલી નિશાન માલમ પડેછે

[2] સુરતના આગલા જાણીતા શેઠીયાઓ દીનશાહજી તથા મનચેરજી એદલજી ધનજી મેહતાના બપાવા

[3] આ સીહીડીઓ બંધાવવા પર થયલા રૂ૦ ૧૩૦૦) ના ખરચનો આકડો મરહુમ શેઠ મનચેરજી પેશતનજી વાડીઆ પાસે હતો એ પછીતો અવાર નવાર એ સીડી-ડીઓમા પચાત તરફથી ઘણો ફેરફાર કરવામા આવ્યો હતો.

[4] એ૦ જામાસપજી શોરાબજી દસ્તુર મેહેરજી રાણા વાલાએ નવસારીના પેહેલા દસ્તુર મેહેરજી રાણા કૈતા-બખાનામા મેલેલી જુના લેખોના સંગ્રહની હાથની લખેલી ચોપડી સફે ૮૭

[5] સુરતવાલા ડાકટર માણેકજી બરજોરજીના બપાવા

ના નામથી ચાલતી વ્યાપારી પેઢીપર બાપના હાથ હેઠળ કામકાજોમા પડેલા હતા, તથા તેજ પેઢીના કામસર એકવાર કનકતે પણ જઈ આવ્યા હતા.

---

## ઈ૦ સ૦ ૧૭૯૨.

તા૦ ૨૯ મી ફેબરવારી.

આજ દીને મુંબઈની સરકાર તરફથી તેમના શેક્રેટરી મી૦ વીલ્યમ પેજની સહી સાથનો એક ઢંઢેરો જાહેર પડયો હતો. તેમા ચેતવણી આપી હતી કે “સરકારને પારસી કોમની તરફથી એવી ફરીયાદ કરવામા આવીછે કે આએ ટાપુનો રેહનાર એક યુરોપીયન હિંદુસ્થાનના દેશીઓની ધર્મ સંબંધી ક્રિયાઓ તરફ સુધરેલા લોકો જે મર્યાદા ભરી રીતે જોએછે તેથી તદન ઉલટી રીતે પારસીઓના એક દોખમાની અંદર ગયો, જેથી તે કોમને ઘણીજ દલગીરી, અગવડ, અને મોટા ખરચમા પડવુ પડયુ. તે ઉપરથી નામદાર આકટીંગ-પ્રેસીડંટ અને કૌનસીલે તે શખસને ઠપકો આપવાને ઘટતુ વિચાર્યુ છે, અને એવા બેશરમ કામ તરફ ઘણી સખ્ત રીતે પોતાનો તીરસ્કાર બતાવવાને, અને હવેપછી બીજા કોઈ એવો થાક ન કરે તે માટે જાહેર કરેછે કે જે કોઈ આએ સરકારની હકુમત તળે રેહનારો, દેશીઓના દેહરા, કબરસ્થાન, વગેરેમા જશે, અથવા બીજી ધર્મ સંબંધી ક્રિયાઓની આડ આવશે તો તે અગર જો નામદાર કંપની સરકારની નોકરીમા હશે તો તેને ત્યાથી બરતરફ કરવામા આવશે, અથવા જો તે વ્યાપારી, ધંધા દરિયાઈ ખાતાને લગતો હશે તો તેનો પરવાનો છીનવી લઈ તેને યુરોપ પાછો મોકલી દીધામા આવશે”[૧]

---

તા૦ ૯ મી આપરેલ

રોજ ૧ માહ ૭ (શે૦) ૧૧૬૧ યજદજરદી.

**મરણ**—માણેકજી લવજી વાડીઆ—ઉમર વર્ષ ૯૦) શેઠ લવજી નસરવાનજી વાડીઆના વડા દીકરા. એવણ નાહનપણથીજ પોતાના બાપની સાથે મુંબઈની ગોદીમા રહેલા હતા, અને ઈ૦ સ૦ ૧૭૭૪ મા બાપના મરણ પછી ત્યાના વડા “માસટર બીલડર” થયા હતા. વાહણ બાંધવાના હુનરમા એવણ પણ બાપના જેવાજ બાહાદર હોવાથી ઈ૦ સ૦ ૧૭૭૬ મા ઈંગલાંડથી “કોરટ-ઑફ-ડાએરેકટરો” એ એવણને માટે એક રૂપાની રૂજ તથા શેમ્યાન ભેટ મોકલી હતી. ઈ૦ સ૦ ૧૭૮૩ મા આરમારના કમાનડર-ઈન-ચીફ સર એડવરડ હયુજીસે એવા બને ભાઈઓને એકેકો સોનાનો ચાંદ, તથા એજ વર્ષમાં મુંબઈની સરકારે એઓને ૮૦) મુડા ભાત ઉપજે તેટલી જમીન પરેલ તરફ જાગીર તરીકે વગર વેરે ભેટ આપી હતી. એવણ તથા એવણના ભાઈએ પોતાના ઉપરીપણા હેઠળ સઘળા મળી ૨૬ નવા બારકસો બાંધ્યા હતા, તથા બીજુભાર મનવારો અને વાહણોની મરામત કીધી હતી. તે વેળાની મુંબઈની પારસી વસ્તીના એવણ એક મુખ્ય અગ્રેસર હતા.

---

તા૦ ૧૯ મી નવેમબર.

રોજ ૧૧ માહ ૬ (કદ૦) ૧૧૬૨ યજદજરદી.

**મરણ**—દાદાભાઈ જમશેદજી ગામડીઆ[૨]—ઉમર વર્ષ ૬૫) શેઠ જમશેદજી ભીમજીભાઈ પટેલના વડા દીકરા. એવણે પોતાના બાપના મરણ પછી પોતાના નાહના ભાઈ શેઠ બેહરામજીની સાથે મળી “બેહરામજી દાદાભાઈની કંપની” ના નામથી તેમની દુકાન રાખી મોટા પાયાપર રોજગાર ચલાવવા માંડયો હતો. ઈ૦ સ૦ ૧૭૮૬ મા એવણે પોતાની મઝગામની વાડીમા એક

---

૧ આ ઢંઢેરાની એક નકલ શેઠ દાદાભાઈ પેસ્તનજી વાડીઆ પાસેથી અમોને મળીછે, અને તે અંતરે સદાબરી ઉતારવી વાજબી ધારયે છૈયે—

A PROCLAMATION.

Whereas it has been represented to Government by the Cast of Parsees that a European Inhabitant of this Island, unobservant of that decency which enlightened people shew to the religious ceremonies of the Natives of India, had lately entered one of the repositories for their dead to the great distress, inconvenience, and expense of the said Cast, the Acting President in Council has thought fit to reprimand the person alluded to for his improper conduct, and in order to mark in the strongest manner his discountenance of such unwarrantable proceedings and to deter others from the commission of like indignities in future, he hereby causes it to be signified, that whoever shall obtrude themselves on the Temples, Tombs, or religious ceremonies of the Natives, residing under the protection of this Government, will be suspended the Honorable Company's service, if in their employ, or if free merchants, mariners, or others be adjudged to have forfeited their licences, and will be sent to Europe.

By order of the Acting
President in Council
(Signed) WILLIAM PAGE
*Secretary*

Bombay Castle,
29th February 1792

૨ શેઠ ફરામજી નસરવાનજી પટેલના બનાવા એવણના બાપા શેઠ જમશેદજી ભીમજીભાઈ પટેલ સુરતની પાસેના “ડેણુ” ગામમાથી ઈ૦ સ૦ ૧૭૨૦ મા મુંબઈ આવ્યા હતા, અને પેડરરોડની ગામડી દારૂ વેચવાની તથા તે પછી વધતા વધતા વીલાયતી દારૂકામ તથા બીજી પરચુરણ સામાનની એક મોટી દુકાન પારસી બંદરમા કાઢી હતી. એવણ તે વખતે આપણા લોકોમા સારૂ માન ધરાવતા હતા. કેહછે કે એવણના વડવાઓ અસલથી “ડેણુ” ગામમાં પટેલાઈ કરતા હતા

દરેમેહર ત્યાંના જરથોસ્તીઓના વપરાસને માટે પરબારી હતી. તે વેળાની મુંબઈની પારસી પંચાએતના એવણ એક આગેવાન હતા.

---

## ઈ૦ સ૦ ૧૭૯૩.

તા૦ ૧૮ મી મેએ.

રોજ ૧૧ માહ ૮ (યે૦) ૧૧૬૨ યજદજરદી.

**મરણ**—બહમનજી હીરજી મોદી—ઉમર વર્ષ ૫૨) શેઠ હીરજીભાઈ જીજીભાઇ મોદીના નાહના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૭૫૮ મા પોતાના બાપનાં મરણ પછી તેમના નામદાર ઈસ્ટ ઇંડીઆ કંપનીના અમલદારો તથા લશ્કર ખાતાને સર જામ પોહચાડવાના કંટ્રાક્ટોમા પોતાના કાકાઓની સાથે શામીલ હતા. તે બાદ ઈ૦ સ૦ ૧૭૭૨ મા સર્વે ભાગીઆઓ હીસાબ નકી કરી જુદા પડયા હતા, અને એવણે પોતાને હીસાબે જુદો રોજગાર ચલાવ્યો હતો. એવણના એકજ દીકરા જીજીભાઈ નામે હતા, તેમના મરણ પછી એમની ઓલાદ ખતમ થઇછે

---

તા૦ ૨ જી જુલાઈ.

રોજ ૨૬ માહ ૯ (યે૦) ૧૧૬૨ યજદજરદી.

**મરણ**—રૂસતમજી દાદાભાઈ નાદરશાહ—ઉમર વર્ષ ૬૫) અંતરેના નાદરશાહના ખાનદાનના વડવા. એવણ ઈ૦ સ૦ ૧૭૫૦ મા પોતાનાં જન્મ વતન નવસારીથી અંતરે આવ્યા હતા, અને શેઠ હીરજી જીવણજી રેડીમનીની સાથે તેમના મેહતા તરીકે પેહલેવેહલા ઈ૦ સ૦ ૧૭૫૬ મા ચીન ગયા હતા. તે પછી પોતાને હીસાબે મણીઆર ચાનની મકરો કરી મોટો બ્યાપાર તથા સોદાની આડતનું કામ કરતા હતા. એવણનું "દાદાવર" નામનું એક મોટું વાહણ હતું.

---

તા૦ ૧૫ મી સપટેમબર

રોજ ૬ માહ ૧ (કે૦) ૧૧૬૩ યજદજરદી.

**મરણ**—મંચરજી માણેકજી સાએર[1]—ઉમર વર્ષ (૧) શેઠ માણેકજી લીમજી સાએરના નાહના દીકરા. એવણે પોતાના બાપનો કરાઇનો ધંધો મેલી દઈ પ્રથમમાં નાહલા પાયા ઉપર વીલાયતી સામાનની એક દુકાન કાઢી હતી. રફતે રફતે તે દુકાનનું કામ વધ્યાથી ઈંગ્રેજ બજારમા એક મોટી દુકાન ઉઘાડી હતી; તથા ઇંગ્રેજો અને બીજા બ્યાપારીઓમા નાણા ધીરધાર કરવાનો સરાફી ધંધો પણ કરતા હતા. એવણ તે વેળાની મુંબઈની પારસીની પંચાએતના એક આગેવાન હતા.

---

તા૦ ૨૭ મી અકટોબર.

રોજ ૧૮ માહ ૧ (યે૦) ૧૧૬૩ યજદજરદી.

**મરણ**—દસ્તૂર કાઉશજી સોરાબજી મેહરજી રાણાના[2]—ઉમર વર્ષ ૫૫) નવસારીવાલા દસ્તૂર સોરાબજી રૂસતમજી મેહરજી રાણાના વડા દીકરા. એવણને ઈ૦ સ૦ ૧૭૭૬ મા પોતાના બાપના મરણ બાદ નવસારીના વડા દસ્તૂરનો ઓહદો મલ્યો હતો.

---

તા૦ ૨૭ મી નવેમબર.

રોજ ૬ માહ ૨ (યે૦) ૧૧૬૩ યજદજરદી.

**મરણ**—કેખશરૂ રૂસતમજી પટેલ—ઉમર વર્ષ ૩૭) શેઠ રૂસતમજી દોરાબજી પટેલના બિજા દીકરા. એવણ પોતાના ભાઇઓ શેઠ કાવશજી તથા દોરાબજીની સાથે મુંબઈ અને થાણાને લગતા ગામોની પટેલાઈના, તેમજ સરકારનાં મોટા કંટ્રાક્ટના કામોમા શામીલ હતા. તે વેળાએ ઇંગ્રેજી ભાષા એવણ ઘણી સારી રીતે લિખતા હતા.

---

આએ વર્ષમાં વડોદરાના ગાયકવાડ માહરાજા આનંદરાવે નવસારીના દેશાઈ મંચેરજી ખુરશેદજીને ઇંગ્રેજ સરકારની આહુવરી હેઠલ તેમના તથા તેમના કુટુંબના બચાવને માટે એક પરવાણો કરી આપ્યો હતો.[3]

---

1 મરહુમ શેઠ નસરવાનજી દીનશાહજી સાએરના બાપના બાપાવા. એવણના બાવા શેઠ માણેકજી લીમજી તથા તેમના વડા દીકરા શેઠ શાપુરજી માણેકજી લીમજી ઈ૦ સ૦ ૧૭૩૩ મા સુરતથી અંતરે આવ્યા હતા. એઓ બંધીનો ધંધો લાકડા વેહરનાર કરાઇ એટલે "સોયર". નો હતો, કે જે ઉપરથી એવણનું કુટુંબ આજ સુધી તેજ અટકથી ઓળખાએછે. અંતરેના ગોદીમા તથા કંપની સરકારને લગતી ઈમારતોને માટે લાકડા વેહરવાનું કંટ્રાક્ટ એઓને મળતુ હતું.

2 મુંબઈવાલા દસ્તૂર એરચજી તથા એ૦ જામાસપજી સોરાબજી મેહરજી રાણાવાલાના બપાવા.

3 આ પરવાણામા લખેછે કે—

" તમે કેટલી લાંબી મુદતના અમારી નોકરીમાછો
" તે અમે ધ્યાનપર લઇને સુરતના વડા મી૦ ગ્રીફીથ
" ઉપર એક કાગજ લખી તેને એવી અરજ કરીછે કે
" આગળ જેમ ઇંગ્રેજ સરકારને નામે તમોને પરવાણો
" લખી આપયો હતો તેમ હાંમાબી જુલમથી તમારો
" બચાવ કરવા માટે ઇંગ્રેજ સરકારની જામીનગીરી હેઠલ
" તમોને અમારી ખાતરી આપવી અમે તમને અમારી
" સરકારના ચાકરીવાલા અને આતુર નોકર દાખલ
" ગણીએ છૈયે તમારી ઉપર જુલમ ચલાવવામા, અથવા
" તમારી સુચના શામે વગર કારણે હરકત લેવામા આવશે
" નહી અમારી ગમીર કબુલાતો, અને ઇંગ્રેજ સરકા-
" રની જામીનગીરી ઉપર ભરૂસો લાવીને તમારાં પરગ-
" ણાઓ તરફ તમે પાછા ફરો અને તેના સુધારા પાછળ

આજ વર્ષમાં શેઠ હોરમજજી બહમનજી વાડીઆએ પરેલનો "સીટારીબાગ" નો મેહલ બધાવ્યો હતો, કે જેને "લવજી કાસલ" કરીને પણ કેહછે.[1]

આજ વર્ષના મુબઈના ઇંગ્રેજી કાલેનડર[2]મા પારસીઓને લગતી નીચેની બીના આપેલી હતી:—

**ઈનસુરનસ સોસાઈટીના[3] પારસી ભાગીદારો.**

દાદીભાઈ નશરવાનજી.
નશરવાનજી માણેકજી વાડીઆ.
પેશતનજી બહમનજી વાડીઆ.
ફરામજી નાનાભાઈ દાવર.
ફરામજી માણેકજી વાડીઆ.
હોરમજજી બહમનજી વાડીઆ

**પારસી વ્યાપારીઓ.**

દાદીભાઈ નશરવાનજી.
હીરજી જીવણજી રેડીમની.
નશરવાનજી માણેકજી વાડીઆ.
પેશતનજી બહમનજી વાડીઆ.
સોરાબજી મનચેરજી રેડીમની
ફરામજી નાનાભાઈ દાવર
સોરાબજી ફરદુનજી લશકરી.
મેહેરામજી સોરાબાઈ.
બરજોરજી સોરાબજી દાદીબરજોરના.

**ચીન તરફ જનાર આરતીઆ.**

રૂસતમજી દાદાભાઈ નાદરશાહ.
એદલજી બહમનજી (એદલકાકા).

**પારસી વાહણવતીઓ.**

| વાહણનુ નામ. | માલેક. | ટણ. |
|---|---|---|
| અન | પેશતનજી બહમનજી વાડીઆ | ૭૪૯ |
| બગાલ સેલામતી | માણેકજી પેશતનજી ઈસપોસારના . | ૦૦ |
| બોમને, . | નશરવાનજી માણેકજી વાડીઆ | ૫૬૧ |
| કારગોપર | .. બિરામજી નાનાભાઈ દાવર . | ૩૬૭ |
| દારાયસ . | રૂસતમજી દાદાભાઈ નાદરશાહ . | ૦૦ |
| ગબાર . | ફરામજી નાનાભાઈ દાવર | ૦૦ |
| હીરો–સેનો | પેશતનજી બહમનજી વાડીઆ . . | ૦૦ |
| હોરમજદયાર. | ફરામજી માણેકજી વાડીઆ | ૫૪૩ |
| હારનબી . | . હીરજી જીવણજી રેડીમની | ૮૨૩ |
| કીંગ જારજ | . દાદીભાઈ નશરવાનજી .. | ૧૦૨૨ |
| લવજી ફેમીલી | હોરમજજી બહમનજી વાડીઆ | ૮૮૩ |
| બોન ફીરક . | પેશતનજી બહમનજી વાડીઆ | ૬૨૫ |
| પરશોતમ | . હોરાબજી રૂસતમજી પટેલ . | ૦૦ |
| રામસે | ખરશેદજી માણેકજી સરાફ . | ૩૮૩ |
| રાયલ ચારલોટ | હીરજી જીવણજી રેડીમની . . | ૬૦૮ |
| શાહ આરદેસર | દાદીભાઈ નશરવાનજી . | ૮૨૯ |
| શાહ બેહરામ | નવરોજજી કાવસજી નારીઓરવાલા. | ૦૦ |
| શાહ લોહરાસ્પ | કાવસજી રૂસતમજી પટેલ | ૭૦૫ |
| શાહ મનોચેહર | સોરાબજી મનચેરજી રેડીમની | ૧૦૪૨ |
| તાજબક્ષ . | પેશતનજી બહમનજી વાડીઆ . | ૯૧૫ |
| ખુરશેદ . | બરજોરજી સોરાબજી દાદીબરજોરના | ૦૦ |

## ઈ૦ સ૦ ૧૭૯૫.

તા૦ ૨૬ મી ફેબરવારી.

રોજ ૧૮ માહ ૫ (શેહ૦) ૧૧૬૩ યજદજરદી.

**મરણ**—હીરજી જીવણજી રેડીમની—ઉમર વર્ષ ૯૧) એઓ ઈ૦ સ૦ ૧૭૨૮ મા પોતાના જન્મ વતન નવસારીથી અત્રે આવ્યા હતા, તથા પોતાના ભાઈઓ શેઠ મનચેરજી અને ટેહમુરજીની સાથે વ્યાપાર વનજના કામમા પડયા હતા. ઈ૦ સ૦ ૧૭૫૬ મા એઓ પેહલ વેહલા પારસી તરીકે ચીન ગયલા કેહવાયછે, અને ત્યાંના વ્યાપારનું મેદાન પારસીઓને માટે ઉઘાડવાનું પેહલું માન એઓનેજ ઘટેછે. કેહછેકે આ એકજ સફરમા એઓણે મોટી દોલત મેળવી હતી એઓની પાસે "હારનબી" તથા "રાયલ ચારલટ" નામનાં બે મહોટી વાહણો હતા. મુબઈની પારસી પચાએતના એઓ એક આગેવાન હતા. એઓને ત્યાં કોઈ નર વારસ નહિ હોવાથી પોતાની દીકરીના દીકરા શેઠ જાગીરજી નશરવાનજી વનાજીને પોતાના પાલક કીધા હતા.

" મેહનત કરો તમો, તમારા કુંબાદાનાએ, તમારા
" કુટુંબ પરીવારે, અને તમારા હાથ નીચેના દરેક માણસે
" જાણીને સંતોષ પામજો કે તમારી સામે કોઈબી રીતનો
" ગેરઈનસાફ કરવામા આવશે નહી "

[નૂરેઆલમ પુસ્તક ૭ મું આંક ૪ પા સફે ૧૦૪ મો૦ પાલણજી બરજોરજી દેસાઈનું લખાણ]

આ દેસાઈજીને ગાયકવાડ સરકાર સાથે કાંઈ વાંધો પડવાથી તેમને આ પરવાનો મેળવવાની ફરજ પડી હતી

[1] આ જગોએ પ્રથમમા મી૦ ઇસાટોરી નામના ઇંગ્રેજ ગ્રહસ્થનો બાગ હોવાથી તે "સીટોરીબાગ" કરી કેહવાતો હતો એ પછી શેઠ હોરમજજીએ આ મેહલ બધાવ્યા બાદ એનું નામ "લવજી કાસલ" કરી રાખ્યુ હતું એ મેહેલ તે વેળાએ મુબઈના તર્ઘથી ખુબસુરત, બુલંદ, અને સુધરેલા શોખ પ્રમાણે બધાયલો હતો ઇંગ્રેજો વકીલ પોતાના ખાણા પીણા તથા મેળાવડાઓ ત્યાં કરતા હતા

[2] The Bombay Directory and Calendar for 1795. Bombay, printed by Joseph Burne

[3] આ ઇનસુરનસ સોસાઈટી અતરેના પેહલે વેહલા ઇંગ્રેજોએ વ્યાપારના માલનો વીમો ઉતારવાને કાઢી હતી, અને તેના દરેક શેરની કીમત વીસ હજાર રૂપીઆ હતી

તા૦ ૧૩ મી જુલાઈ.

રોજ ૭ માહ ૧૦ (શે૦) ૧૧૬૩ યજદજરદી.

**મરણ**—રતનજી જશાજી જીવણજી[1]—ઉમર વર્ષ ૭૪) અતરેના જશાવાલાના કુટુંબનો પાયો નાખનાર શેઠ જશાજી જીવણજીના વડા દીકરા. એવણે ઈ૦ સ૦ ૧૭૪૦ થી વીનાયતી સામાનની એક મોટી દુકાન ધ ગ્રેજ બજારમા જુની શેક્રટરીએટની સામે ઉગાડી હતી.

---

તા૦ ૧૫ મી જુલાઈ.

રોજ ૯ માહા ૧૦ (શે૦) ૧૧૬૩ યજદજરદી.

**મરણ**—માણેકજી દોરાબજી સરાફ[2]—ઉમર વર્ષ ૬૧) શેઠ દોરાબજી કાવસજી દાદીભરજોરના બીજા દીકરા. એવણ અતરેની સરકારી તરેજરીમા વડા સરાફના ઓહ્દા પર હતા, અને ત્યાં ધ ગ્રેજેટ, વગેરેમા નાણાંની ધીરધાર કરવાથી મોટા લોકોમા વગવાલા થઈ પડ્યા હતા. આથી લોકો એવણને સરાફની અટકથીજ ઓળખવા લાગા. પછવાડેથી એવણે કેટલોક બ્યાપાર કરવા માંડ્યો હતો. એવણે ચોપાટી મધે પોતાના બંગલાની પડોસમાં તા૦ ૫ મી ડીસેંમ્બર ૧૭૯૦ ને દીને આદરાનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી. તે વેળાની મુંબઈની પારસી પંચાતના એવણ એક અકાબર હતા.

---

## ઈ૦ સ૦ ૧૭૯૫.

તા૦ ૭ મી ફેબરવારી.

રોજ ૧ માહ ૫ (શે૦) ૧૧૬૪ યજદજરદી.

નવસારીની વડી દરેમેહર ઘણી પુરાણી થવાથી તે ઉખડી નવેસરથી દેસાઈ મનચેરજી ખુરશેદજીએ પોતાને પૈસે બંધાવી આજ દીન તેને પાછી પરઠાવી હતી.[3]

તા૦ ૧૬ મી મારચ.

રોજ ૮ માહ ૬ (શે૦) ૧૧૬૪ યજદજરદી.

**મરણ**—બહમનજી માણેકજી સરાફ—ઉમર વર્ષ ૩૫) શેઠ માણેકજી દોરાબજી સરાફના વડા દીકરા. એવણ પોતાના બાપના બ્યાપાર વનજના કામોમાં પડેલા હતા, તથા તેમની પછી આઠ મહિનામાં મરણ પામ્યા હતા. એવણે પોતાના ભાઈઓ શેઠ ખુરશેદજી તથા હોરમજજીની સાથે મલી ચોપાટીના ડુંગર ઉપર દોખમાઓની સામે એક મોટી પથરની સગડી બંધાવવા માંડી હતી.

---

તા૦ ૨૮ મી આપરેલ.

પરેલ તથા માહીમના કેટલાક બેનીવાડી કરનારાઓએ, ઈ૦ સ૦ ૧૭૮૩ મા મુંબઈની ગાદીના તે વેળાના "માસટર બીનડરો" શેઠ માણેકજી લવજી વાડીઆ તથા શેઠ બહમનજી લવજી વાડીઆને અતરેની સરકારે પરેલ તરફ જે જગા વંશપરંપરા ઈનામ તરીકે આપી હતી, તેમાની કેટલીક જગા-તેઓના દોરાના વપરાસને માટે ઘણા વર્ષોની વપરાતીછે, અને તેથી તે જગા તેઓને (માસટર બીનડરોને) અયદીઠ રીતે સરકારે આપીછે, એવી એક અરજી અતરેની સરકારને કીધી હતી, તે વિષે કોરટ-આફ-ડાએરેકટરોએ સઘળા કાગજીયા તથા રીપોરટો તપાસી ઈગલાંડથી પોતાના આજની તારીખના અતરેની સરકાર ઉપરના "ડીસપાચ" મા લખ્યુ હતુ કે "તેઓને લવજી ફેમીલીની સામે આ બાબદ ઉપર ફરીયાદ કરવાને કસુ વાજબી કારણ નથી"[4] અને આએજ "ડીસપાચ" મા કોરટે ઉપલી જમીન જે મુંબઈની સરકારે તેઓને વંશપરંપરા ઈનામ દાખલ બેટ આપી તે કામ બાહાલ રાખ્યુ હતું.[5]

---

તા૦ ૧૩ મી જુલાઈ.

આજ દીને મુંબઈના મેયરની કોરટમાં પારસીઓમાં બાલક કરવા બાબેના એક અગત્યના મુકદમાનો ચુકાદો થયો હતો. તેમા ડોસાબાઈ જમશેદજી મોદી, વાદી; અને બાઈ શુનાબાઈ તથા રતનબાઈ, તે મરનાર માણેકજી જીજીભાઈ મોદીની બીવા તથા દીકરી પરતી-

---

૧ એવણના બાવા શેઠ જશાજી જીવણજી ઈ૦ સ૦ ૧૭૧૦ મા કવીઆણીથી અતરે આવી વસ્યા હતા. અને કેહેછે કે અતરેના કોટની આસપાસની ફરતી ચર જે તે વેળાએ બંધાતી હતી તેના થોડાક ભાગનું ઉપરીપણું તેવણને મલ્યુ હતુ. તેવણના નાહના દીકરા શેઠ બાપુજી જશાજી પોતાના વડા ભાઈની સાથે તેમની દુકાનમા શામેલ હતા તેવણ પણ અતરેના એક જાણીતા રેહવાસી હતા, અને વગર વારસે મરણ પામ્યા હતા.

૨ મુંબઈવાલા શેઠ ખરશેદજી માણેકજી સરાફના બાવા, તથા શેઠ બરજોરજી દોરાબજી દાદીબરજોરના ભાઈ.

૩ આ દરેમેહર નવેસરથી બંધાઈ તેની નીચે મુજબ તખતી દરેમેહરની અંદરના ભાગમાં મારેલીછે—
" સંવત ૧૮૫૧ માહા વદ ૭, રોજ ૨ માહ ૫ દેસાઈ
" શ્રી ૫ મનચેરજી ખુરશેદજીએ શ્રી દરેમેહેર બંધાવી "

૪ ... . we are of opinion that they have no just cause of complaint against the Lowjee Family on that account "

૫ and as we ourselves have borne frequent testimony of their merits, we hereby ratify and confirm the said grant with a due proportion of foras and pertoneas to their family and descendants"

[આ "ડીસપાચ" ના મજકુર ફકરાઓ ઈ૦ સ૦ ૧૮૪૦ માં લવજી વાડીઆના વંશીઓએ "કોરટ-આફ-ડાએરેકટરસ" પર કરેલી અરજીની એક સુંદર ચોપડી જે ઈંગલાંડમાં છપાઈછે, તેના વધારા તરીકે સફે ૪૨ મે આવેલાછે].

વાદી હતા. આ મુકદમાની કેફીઅત એછે કે એક માણેકજી જીજીભાઈ મોદી, કે જેઓ તા૦ ૧૯ મી ફેબરવારી ૧૭૭૩ ને દીને પોતાની પાછળ કોઈબી નર વારેસ તથા વસીયતનામુ કર્યાં વગર એક મોટી પુંજી મેલીને મરણ પામ્યા હતા. તેવણુને પેટે એક દીકરી મજકૂર રતનબાઈ હતી, અને તેણીને ત્યાં તે વખતે બેઘનાભાઈ નામે છ વર્ષનો એક બેટો હતો. મરનાર માણેકજીની તે બેટા ઉપર ઘણી મમતા હતી, અને તેવણે તેને પોતાનો પાલક કરવાનો પોતાના એશીઓ તથા ઓળખાણ પીછાણવાળાઓ આગળ ઇરાદો જાહેર કીધો હતો. હવે માણેકજીનુ જ્યારે મરણ નિપજ્યુ ત્યારે અપરાંણા બારી રહયા પછી તેમની મજકૂર વીધવા તથા દીકરીએ બેઘનાભાઈને તેમના પાલક ઠેરવી તંદરેસ્તી પઢાવી. એ પછી ઉઠમણાને દાહડે જ્યારે સઘળી અંજુમન એકઠી થઈ ત્યારે માણેકજીના ભતીજા એક જમશેદજી બોઘાભાઈ મોદીએ પંચાતના બીજા અકાબરો આગળ ફરીઆદ કીધી કે આપણા ધર્મની રૂએ મુજબ છોકરીના છોકરાને પાલક કરાય નહિ, પણ કોઈબી મરનારના બાપીકા લોહીનો હોય તેને પાલક કરવો સજાવારછે. પંચાતના ઘણાખરા અકાબરોએ તે વાંધો કબુલ રાખ્યો, અને જમશેદજીએ પોતાના ડોસાભાઈ નામના ચાર વર્ષના એક છોકરાને પાલક ઠેરવી ઉઠમણામા તેને નામની તંદરેસ્તી પઢાવી, તથા એક લેખ કરી તે પર ત્યાં હાજર રહેલા મુખ્ય આગેવાનોની સહી લીધી કે "પંચાતે આજ દીને જમશેદજી બોઘાભાઈના છોકરા ડોસાભાઈને મરનાર માણેકજી જીજીભાઈ મોદીનો પાલક ઠેરવ્યોછે"[૧]

[૧] આ લેખપર ઉઠમણાનીજ એટલે તા૦ ૨૧ મી ફેબરવારી ૧૭૭૩ ની તારીખ પરેલીછે અને તે પર નીચલા પારસીઓની સહીઓછે

આ૦ મનચેરજી બહમનજી શેઠના, આ૦ શાપુરજી બહમનજી શેઠના, આ૦ નાનાભાઈ બહમનજી શેઠના, આ૦ બેહરામજી બહમનજી શેઠના, આ૦ રતનજી દાદાભાઈ શેઠના, બેહરામજી હોમજી (મેહ્તી હોમજી) દાદીભાઈ નોશરવાનજી, નાનાભાઈ બહમન જીવા, બહમનજી નવરોજજી વાડીઆ, પટેલ બરજોરજી શાપુરજી (મેજરના), માણેકજી દોરાબજી સરાફ, બહમનજી ખરશેદજી, આ૦ નશરવાનજી નવરોજજી, આ૦ ફરામજી નવરોજજી, બહમનજી ધનજી કોપર, આ૦ જમશેદજી મનચેરજી, આ૦ જમશેદજી મેનદોશાજી, આ૦ કાવશજી બચાજી, શોરાબજી માણેકજી પારખ, જીવનજી દાદાભાઈ, માણેકજી રતનજી, હીરજી જીવણજી રેડીમની, મોદી બહમનજી હીરજી, મોદી જમશેદજી બેહરામજી, મોદી કાવશજી ખરશેદજી, મોદી ખરશેદજી માણેકજી, મોદી એદલજી બેહરામજી, બરજોરજી દોરાબજી દાદીબરજોર, નવરોજજી હોમા, નવરોજજી નાહનજી, ભીખજી બેરામજી, કુકાજી કુવરજી દા૦ જમશેદજી કુકાજી, રૂસતમજી નવરોજજી, રાણજી રતનજી જયાવાલા, હીરજી રતનજી જયાવાલા, નશરવાનજી ભીખજી ગામડીયા, કામાજી કુવરજી દા૦ મનચેરજી કામાજી, દાદજી જીવાજી ગાંધી દા૦ જીવાજી દાદજી, મોટાશાહ મનજીશાહ, પેશતનજી મનજી ખરાસ, પટેલ કામાજી પેશતનજી, બેહરામજી દોરાબજી, નશરવાનજી રૂસતમજી, મોદી બાકુજી નવરોજજી, બેજનજી માણેકજી કાબરા, શોરાબજી એદલજી બાટગરા, ધનજી જીવણજી, મોટાભાઈ મનચેરજી, ભીખાજી રૂસતમજી, કાવશજી જીવાજી, મોદી કુવરજી કાવશજી, ભીખાજી કુવરજી બીરાજોગીના, દોરાબજી કાવશજી દાદીબરજોર, રૂસતમજી નવરોજજી, આ૦ કેકાજી જમશેદજી, આ૦ શોરાબજી રૂસતમજી, આ૦ માણેકજી જમશેદજી, આ૦ જમશેદજી ખરશેદજી, આ૦ માણેકજી બેરામજી.

આ ઠેરાવની સામે માણેકજીની મજકૂર વીધવા, દીકરી, તથા ઘરના બીજાં બઈરાંઓએ વાંધો લીધો, સબબ મજકૂર જમશેદજી બોઘાભાઈ તથા માણેકજી (કાકા ભત્રિજાઓ) ને મુદલ બનાવ હતો નહિ, અને તેઓને એકમેકપર કરાસુ હેતપ્રીત પણ નહિ હતુ. „ લેકીન તેમનો વાંધો ચાલી શકયો નહિ, અને ડોસાભાઈએ ઉમરે પુગી માણેકજીના પાલક તરીકે તેમની સઘળી પુંજી ઉપર દાવો કીધો, અને "મેયર" ની અદાલતમાં તેમની મજકુર વીધવા તથા દીકરી ઉપર ફરીયાદી માંડી હતી. આ ઉપરથી "મેયર" પારસીઓમા પાલક કરવા વિષે ધર્મનુ ફરમાન તથા રવેશ શુ છે તે જાણવા થકી કેટલાક આબરૂદાર બેહદીનો તથા મોબેદોને સાક્ષિ આપવા બોલાવ્યા હતા, અને તે સઘળાઓએ પાલક કરવાના રેવાજ વિષે નીચે પ્રમાણે પોતાના અભિપ્રાય આપ્યા હતા:—

દાદીભાઈ નોશરવાનજી—ઉમર વર્ષ ૬૦) એવણે જણાવ્યુ કે પારસીઓમા બાપીકા લોહીનાજ શખસોને પાલક કરવાનો રેવાજછે, અને છોકરીના વંશજાઓને કરતા નથી. જ્યારે કોઈ પારસી કોઈ દલિલ મુકી મરી જાએ અને તેના કુટુંબવાળાઓ તેનો પાલક નહિ ઠેરવે અથવા તો તેઓમા તેની નેમનુક વિષે કાંઈ વાંધો હોય, તો પંચાત તેના ધણીના કુટુંબમાથી તેનો પાલક ઠેરવી આપેછે.

આ૦ સોરાબજી નાનાભાઈ શેઠના—ઉમર વર્ષ ૫૦) જણાવ્યુ કે પારસીઓમા છોકરીના વંશજાઓનોબી પાલક કરવાનો રેવાજછે. તેના તેવણુને કેટલાક દાખલા માલમછે. એક ધણી પોતાની હૈયાતીમા ગમે તેને પોતાનો પાલક ઠેરવી સકેછે, અને તે ઠેરવ્યા વગર મરણ પામેતો તેની વીધવા ઠેરવી સકેછે, પંચાતે કોઈનો પાલક ઠેરવવાના દાખલા મે સાંભળ્યા નથી.

આ૦ મનચેરજી એદલજી શેઠના—ઉમર વર્ષ ૪૮) જણાવેછે કે પારસીઓમા છોકરો અથવા છોકરી હરકોઈનાબી વંશમાથી પાલક કરવાનો રેવાજ સાધારણછે.

આ૦ બેહરામજી બહમનજી શેઠના—ઉમર વર્ષ ૫૮) કહેછે કે પારસીઓમાં બાપીકા લોહીનો ધણી જ્યાસુધી પાલક થવાને મળી આવે ત્યાસુધી છોકરીના વંશજાઓને પાલક કરવાનો રેવાજ નથી

આ૦ કાવસજી બચાજી દાજીના—ઉમર વર્ષ ૬૫) જણાવેછે કે પારસીઓમા જયાસુધી બાપીકા લોહીનો કોઈભી ધણી પાલક થવાને મળી આવે ત્યાંસુધી છોકરીના વંશનાઓને પાલક કરવાનો રેવાજ નથી. અગર કોઈ પારસી કાંઈ પુત્ર મુકી મરણ પામે અને તેના પાલકને માટે તેનાં કુટુંબીઓમા કાંઈ વાંધો હોયતો પંચાતે તેવા ધણીના કુટુંબમાંથી તેનો પાલક ઠેરવી આપવાનો રેવાજછે.

આ૦ કડવાદારૂ જમશેદજી—ઉમર વર્ષ ૬૮) ઉપલા શાહિની માફકનુજ મત આપેછે.

આ૦ પુંજીઆભાઈ માણેકજી શેઠ—ઉમર વર્ષ ૩૦) ઉપનુજ મત આપેછે.

બરજોરજી હોરાબજી દાદીબરજોરના—ઉમર વર્ષ ૫૦) ઉપલીજ રીતનુ મત આપેછે.

મોટાભાઈ મનચેરજી—ઉમર વર્ષ ૮૫) ઉપલીજ રીતનુ મત આપેછે.

શોરાબજી મનચેરજી રેડીમની—ઉમર વર્ષ ૩૭) ઉપર પ્રમાણેજ મત આપેછે.

બેજનજી માણેકજી કાબરા—ઉમર વર્ષ ૪૫) ઉપર પ્રમાણેજ પોતાનુ મત આપેછે

મોદી એદલજી બેહરામજી—ઉમર વર્ષ ૫૨) ઉપર પ્રમાણેજ મત આપેછે.

જમશેદજી બહમનજી વાડીઆ—ઉમર વર્ષ ૩૯) ઉપર મુજબનુજ મત આપેછે.

નાનાભાઈ બહમનજી—ઉમર વર્ષ ૬૦) ઉપર મુજબનુજ મત આપેછે.

મોદી વાછાગાંધી ભીમજી—ઉમર વર્ષ ૫૬) ઉપર પ્રમાણેજ મત આપેછે

ફરામજી નાનાભાઈ દાવર—ઉમર વર્ષ ૮૨) ઉપર મુજબનુજ મત આપેછે.

હોરાબજી એદલજી ભાતગર—ઉમર વર્ષ ૭૨) ઉપર મુજબનુજ મત આપેછે.

ફરામજી માણેકજી વાડીઆ—ઉમર વર્ષ ૮૬) ઉપર મુજબનુજ મત આપેછે.

માણેકજી હોરાબજી મગરૂ—ઉમર વર્ષ ૫૬) ઉપર મુજબનુજ મત આપેછે.

મુસાં કાઉસજી રૂસ્તમજી—ઉમર વર્ષ ૬૦) ઉપર મુજબનુજ મત આપેછે. હું એટલું કેહછે કે જે વેળાએ માણેકજી મરણ પામ્યા તે વેળાએ હુ મુંબઈમા નહિ હતો.

નવરોજજી માણેકજી વાડીઆ—ઉમર વર્ષ ૮૧) ઉપર મુજબનુજ મત આપેછે.

મનચેરજી બેહરામજી બનાજી—ઉમર વર્ષ ૫૮) ઉપર મુજબનુજ મત આપેછે.

આ૦ જમશેદજી બરજોરજી વાછા—ઉમર વર્ષ ૭૬) જણાવેછે કે પારસીઓમાં છોકરો અથવા છોકરી હરકોઈ બાપી ક કામાંથી પાલક કરવાનો રેવાજછે જયારે કોઈ ધણી વગર છોકરે મરણ પામેછે ત્યારે તેની વીધવાએ પોતાને ગમે તે ધણીને મરનારનો પાલક કરવાનો ચાલછે.

આ૦ મનચેરજી બહમનજી શેઠના—ઉમર વર્ષ ૮૨) ઉપર મુજબનુજ મત આપેછે.

આ૦ શોરાબજી માણેકજી શેઠના—ઉપર મુજબજ મત આપેછે.

આ૦ હોરાબજી ફરામજી—ઉપર મુજબ મત આપેછે, અને એક દાખલો આપેછે કે સુરતના વડા દસ્તૂર કાઉસજી પોતાના મામાવા દસ્તૂર ભીખાજીના પાલક થયાછે, અને તેમની જગોએ દસ્તૂરી ચલાવેછે, તથા તેમની સઘળી મીલકતના પણ માલેક થયાછે, જોકે તેઓનો એક ભત્રિજો તે વખતે હૈયાત હતો.

બરજોરજી કાવસજી મોદી—જણાવેછે કે કાલાભાઈ શોરાબજી અને કાલાભાઈ બહમનજી નામના સુરતના બે જાણીતા પારસીઓને તે ઓળખેછે. પેહલાના મરણ વખતે તેના ત્રણ ભાઈઓ જીવતા હતા, અને બીજાની વખતે તેના બાપીકા લોહીના કેટલાક સગાંઓ હતા, તોપણ તેઓએ પોતાની છોકરીના છોકરાઓને પાલક કીધા હતા.

હોરમજજી બેહરામજી—જણાવેછે કે હું મારા મામાનો પાલક થયોછું.

આ પ્રમાણેની શાહેદી સાંભળી "મેયર" આજદીને પોતાનો ચુકાદો આપ્યો કે દાદાભાઈ જમશેદજી મોદીને પારસીની પંચાતે મરનાર માણેકજી જીજીભાઈ મોદીનો પાલક તેમના ઉઠમણામા ઠેરવી આપ્યોછે, માટે મરનારની વીધવા સુનાબાઈ તથા દીકરી રતનબાઈએ તેની સઘળી મીલકતનો કબજો દાદાભાઈને તેના પાલક તરીકે આપવો, અને દાદાભાઈએ મજકૂર બંને બાઈઓને તેમની હૈયાતી સુધી દરેકને રૂ૦ ૫૦) નો દરમાયો તેમના ઉદરપોષણને માટે આપવો.[1]

[1] આ ચુકાદાથી નારાજ થઈ ઊપલી બંને બાઈઓ સુનાબાઈ તથા રતનબાઈએ મુંબઈની "અપીલ કોરટ" મા તા૦ ૨૭ મી અકટોબર ૧૭૯૫ ને દીને અપીલ કીધી હતી, અને તેનો ચુકાદો પણ ઊપલા "મેયર" ના ચુકાદાના જેવોજ થયો હતો આ બંને ચુકાદાઓની સામે એ બાઈઓએ ઈંગલાંડ ખાતે "કીંગ-ઈન-કૌનસીલ" મા અપીલ કીધી હતી તેના ફેસલાની નકલ ઘણી શોધ કર્યા છતા હાથ લાગી નથી, પણ સાંભળ્યા પ્રમાણે ઈંગલાંડના ન્યાયધિશોએ ઊપલી બંને મુંબઈની કોરટના ચુકાદા રદ કરી મજકૂર બાઈઓ તથા બીજાભાઈના લાભમા ચુકાદો કરી આપ્યો હતો, શબબ "મેયર" ની કોરટમા પડેલી શાહેદી ઊપરથી તેઓએ જોયું કે પારસીઓમા પાલક કરવા વિષે ચોકસ નીયમ નથી, અને જયારે મરનારની ખાહેશ પોતાની છોકરીના છોકરાને પાલક કરવાની હતી, ત્યારેતો તેની ખુશી પ્રમાણેજ થવુ જોઈએ. આ મુકદમાને લગતાં સઘળા કાગળીયાં શેઠ દાદાભાઈ પેશતનજી વાડીઆ પાસેથી અમોને મળ્યાછે.

તા૦ ૧૫ મી જુલાઈ.

રોજ ૯ માહ ૧૦ (શે૦) ૧૧૬૪ યજદજરદી.

આજ દીને મુબઈમધે ચોપાતીના ડુંગર ઉપર દોખમાંઓની સામે શેઠો બહમનજી, હોરમજજી અને ખરશેદજી માણેકજી સરાફે પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી દોરાબજી સરાફની નઈમતે પથ્થરની એક થગડી બધાવી જરથોશતીઓના વપડાસને માટે ઓપી મુકી હતી.[1]

---

તા૦ ૧૩ મી અકટોબર.

રોજ ૪ માહ ૧ (શે૦) ૧૧૬૫ યજદજરદી.

**મરણ**—કડવાજી નાનાભાઈ[2]—ઉમર વર્ષ ૯૧) એવણ ભરુચ મધે પોટલીઆના ધીહનો મોટો બ્યાપાર ચલાવતા હતા. પોતે લાંબી ઉમરે પોહચેલા હોવાથી ભરુચના આગલા જરથોશતીઓને લગતી તથા બીજી ઘણીક વીગતોથી એવણ માહીતગાર હતા.

---

આએ વર્ષના "બાંબે કુરીઅર" માંથી નીકલેલાં મુંબઈ કાલેનડર[3] માં પારસીઓને લગતી નીચલી બીના આવેલી હતી:

### ઈનસુરનસ સોસાઈટીના પારસી ભાગીદારો.

ઈ૦ સ૦ ૧૭૯૩ ના કાલેનડરની માફક.

### પારસી બ્યાપારીઓ.

એ ટીપમા શેઠો હીરજી જીવણજી રેડીમની તથા દોરાબજી ફરદુનજી લશકરીના નામો આએ વર્ષ આવેલા નથી અને શેઠ ખરશેદજી માણેકજી સરાફનુ નામ વધ્યુછે. બાકી બીજાં નામો ઈ૦ સ૦ ૧૭૯૩ નાં કાલેનડરની માફકજછે.

### ચીન તરફ જનાર આડતીઆ.

છેલા કાલેનડરની માફકજ

### પારસી વાહણવતીઓ.

ઈ૦ સ૦ ૧૭૯૩ ના કાલેનડરમા નોધેલા કારટીઅર, પરશોતમ, અને શાહ બેહરામ, વાહણોના નામ આએ વર્ષની ટીપમા નથી, તેમજ 'હારનબી' અને 'રાયલ સારલેટ' વાહણો શેઠ હીરજી જીવણજી રેડીમનીને બદલે શેઠ શોરાબજી મનચેરજી રેડીમનીના નામપર તથા શેઠ બરજોરજી દોરાબજી દાદીબરજોરના નામપર 'બ્રુફરથ' ને ઠેકાણે 'ગારોઆસ્ટર' કરી વાહણ નોધાયલાછે. એ ઉપરાત 'ફરેનડશીપ' નામનુ નવું વાહણ શેઠ દાદીભાઈ નોશરવાનજીના તથા 'અપટણ કાસ્ટન' નામનુ વાહણ શેઠ હોરમજજી બહમનજી વાડીઆ અને ડબલ્યુ થામસના નામ ઉપરછે.

---

## ઈ૦ સ૦ ૧૭૯૯.

તા૦ ૫ મી ફેબરવારી.

રોજ ૨૯ માહ ૫ (ક૦) ૧૧૬૫ યજદજરદી.

**મરણ**—દસ્તૂર રૂસતમજી દારાબજી કુમાના—ઉમર વર્ષ ૫૫) સુરતવાલા દસ્તૂર દારાબજી શોરાબજી કુમાનાં (દાદાદારૂ) ના દીકરા. એવણને ઈ૦ સ૦ ૧૭૭૨ મા પોતાના બાપનાં મરણથી સુરતના કદમી પારસીઓના વડા દસ્તુર ઠેરવ્યા હતા.

---

તા૦ ૨૧ મી મારચ

રોજ ૧૪ માહ ૭ (ક૦) ૧૧૬૫ યજદજરદી.

**મરણ**—બેહરામશાહ પેશતનજી તાલેઈઆરખાન—ઉમર વર્ષ ૪૩) સુરતવાલા શેઠ પેશતનજી શોરાબજી તાલેયારખાંનના વડા દીકરા. એવણ પોતાના બાપની જાગીરોના વહીવટ તથા તેમના બ્યાપારને લગતા કામોમાં પડેલા હતા, અને બાપની હૈયાતીમાજ મરણ પામ્યા હતા.

---

તા૦ ૫ મી નવેમબર.

રોજ ૨૮ માહ ૧ (શે૦) ૧૧૬૬ યજદજરદી

**મરણ**—જમશેદજી કડવાજી નાનાભાઈ—ઉમર વર્ષ ૨૮) ભરૂચવાલા શેઠ કડવાજી નાનાભાઈના વડા દીકરા. એવણ પોતાના ભાઈઓ શેઠ શોરાબજી તથા માણેકજી સાથે ગામમા ભરૂચ ખાતે વાહાણોની દલાલી તથા મોહવડનો બ્યાપાર મોટા પાયા ઉપર ચલાવતા હતા. આ માટે એઓને ત્યાં વાહણો, ફતેહમારી, તથા બતેલા મળી ૨૧ બારકસો પોતાની પેહડીના હતા.

---

તા૦ ૨૪ મી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૧૬૬ યજદજરદી

આજ દીને મુબઈના બાહેરકોટ ખાતે શેઠ શોરાબજી માણેકજી શેઠે પોતાના પીતા શેઠ મનચેરજી

---

[1] આ થગડી ઉપર કાંઈ નકશી અથવા લેખ કોતરેલો નથી, પણ શેઠ માણેકજી ખરશેદજી સરાફની યાદદાસ્ત પ્રમાણે તે એવણના (શેઠ માણેકજીના) બાપાવાની વરસીને દાહાડે ઉજવી હતી

[2] ભરૂચવાલા ખાનબાહદુર શેઠ રૂસતમજી શોરાબજી દલાલના બાપાવા

[3] The Bombay Calendar and Directory for 1795 Bombay Courier Office

બહમનજી શેઠનાને નામે એક દરેમેહેર બંધાવી પ-રાવી હતી.[૧]

---

આજ વર્ષમા મુંબઈમા જરથોસ્તીઓના બાળકોને જંદ અવસ્તા શીખાડવાની એક નિશાળ શેઠ દાદીભાઈ નોશરવાનજીએ પોતાને ખરચે ધોબીતળાવ મોહોલામા હીરવાડીઆની[૨] પોળમાંનો એક ઓરો ગીરવી લઈ ત્યાં આ૦ દાદાભાઈ ફ્રામજી વેલાતીનાં ઉપરીપણા હેઠળ સ્થાપી હતી. વળી એજ ઘરમા ઈરાનથી અતરે આવતા જર-થોસ્તીઓને ઉતારો આપવાને માટે પણ ખાસ જગો રાખી હતી.[૩]

---

૧ આ દરેમેહેરના ચાલુ ખરચ વગેરેને માટેના બંદોબસ્તનું એક "ટરસટડીડ" એના ટરસટીઓ શેઠો મનચેરજી ફરામજી, દારાબ મેહેરવાનજી, એદલજી નશ-રવાનજી, અને ફરામજી હોરમજજી શેઠનાએ તા૦ ૧ લી આપરેલ ૧૮૭૪ ને દીને કીધેલું શેઠ એદલજી નશ-રવાનજી શેઠના પાસેથી અમારા જોવામા આવ્યું હતું, તેમા એ દરેમેહેરને પેહેલવેહેલી પરદેશનો ઝંને ઉદર પ્રમાણેનો લખેલોછે એ પછી એ દરેમેહેર પુરાની થવાથી તથા તેની ઈમારત જીરણ થવાથી શેઠ હોરામજીના વારેસોએ હાલની મોટી ઈમારત બંધાવી તેમા તા૦ ૧૯ મી નવેમબર ૧૮૨૨ ને દીને નવા આતશ-બેહેરામ તખ્તનશીન કીધા હતા

૨ આ હીરવાડીઆ અતરેના શેઠો કાવશજી તથા દોરાબજી રૂસતમજી પટેલને ત્યાં ઈ૦ સ૦ ૧૭૬૩ થી કારભારી હતા, અને તેમની વતી મુંબઈ તથા થાણાની પટેલાઈનો મોટો વહીવટ ચલાવતા હતા. તે વખતે અત-રેના ઈંગ્રેજી અમલદારો તથા દેશી સોદાગરોમા એવણ સારો વગ તથા પીછાણ ધરાવતા હતા પછવાડેથી એવણે પોતાના હાથ હેઠળ પોતાના એક બેટી શેઠ મેહ-રવાનજી માણેકજી પટેલ (મેહતા પટેલ) ને રાખ્યા હતા

૩ આ નિશાળ તથા ઈરાંનીઓના ઉતારાને માટેનુ ઘર શેઠ દાદીભાઈ નોશરવાનજીએ ઈ૦ સ૦ ૧૭૯૬ મા હીરવાડીઆ પાસેથી રૂ૦ ૨૧૪૧) આપી ગીરવી લીધુ હતુ તે એમનુ એમ છેક ઈ૦ સ૦ ૧૮૪૮ લગણ ચાલ્યા કીધું એ પછી તે સાલની તા૦ ૨૨ મી સપ-ટેમબરે એઓના વારસ શેઠ ખરશેદજી અરદેસર દાદીશેઠ મરહુમ હીરવાડીઆની છોકરી બાઈ જીવણબાઈની ત્રણ છોકરીઓ નામે બાઈ ભીખાઈજી તે શેઠ ખરશેદજી મેહર-વાનજી મેહતા પટેલના ધણિઆણી, બાઈ માણેકબાઈ તે શેઠ માણેકજી એદલજી આલબલેસના ધણિઆણી, તથા બાઈ ગુલબાઈ તે શેઠ રૂસતમજી ફરામજી દાદીગરજોરનાં ધણિઆણી એઓ સાથે એક લખત કરી તે ઘર પોતે વેચાન કરી લીધું હતુ. તે અસલ લખત શેઠ હીરજી અરદેસર દાદીશેઠ પાસેથી અમારા જોવામા આવ્યું હતુ, તેમાં એ નિશાળ તથા ઈરાનીઓની ઉતારાની જગા માટે નીચે પ્રમાણે ઈસારો કીધેલોછે—

## ઈ૦ સ૦ ૧૭૯૭.

તા૦ ૨૧ મી જાનેવારી.

આજ દીને શેઠ દાદીભાઈ નોશરવાનજીએ મુંબ-ઈના ગવરનર જોનાથન ડંકનને વાલકેશ્વરની હેઠાણમા પોતે લીધેલી જમીનપર પોતાના શબને નાખવા માટે એક એલાહેદુ દોખમું બાંધવાની પરવાનગી મેળવવા થકી અરજ કીધી હતી.[૪]

---

"તમારા વડવા શેઠ અરદેસર દાદીશેઠે પારસી એદલજી બહમનજી કાકા હસતકથી હમારા મમાવા હીર વાડીઆ રતનજીને અંગરેજી સને ૧૭૯૬ ના મે તથા જુન મહીનામા ચીઠી તથા કરારથી મળીને રૂ૦ ૨૧૪૧) આપી તેને બદલે મુંબઈના કોટમાં હીરવાડીઆ રતનજીની પોળમા હમારા મમાવા હીરવાડીઆ રતનજીનાં ઘરોનાં ઓરા ૭ ની ચાલીમાના વચલા ઓલાના ઘરનો પેહલો માલ તથા નીચેનુ ભોઅતળીઉ મળીને ગાહગેરણે ઇયાને ગીરવી લઇને તાહા દાદાદારૂ વીલાએતીને જરથો-શતીઓના છોકરાઓને, જંદ અવસ્તા શીખવવા સારૂં નીશાળ તથા ઈરાની પારસીઓને ઉતારાની જગા કરીને રાખ્યા હતા"

આ દાદાદારૂ વીલાએતીના મરણ બાદ તેનો દીકરો આ૦ જાગીર સહરાબાઈ વીલાયતી એ નિશાળ ચલાવતો હતો, પણ તે ઈ૦ સ૦ ૧૮૪૪ મા મરણ પામવાથી તે બંધ પાડવામા આવી હતી .

૪ આ અસલ અરજી તથા તેની હેઠળજ ગવરનર ડંકને લખી આપેલી પરવાનગી એવણના ધર્મખાતાના મુતવલી શેઠ હીરજી અરદેસર દાદીશેઠ પાસે મોજુદછે, અને તે ઉપરથી નીચલી નકલ ઉતારીછે :—

To

THE HON'BLE JONATHAN DANCAN, Esq
*President and Governor &c.,*
*Bombay*

The humble Petition of
DADY NASSERWANJEE OF BOMBAY
PARSEE MERCHANT

Sheweth,

That the advanced age and Infirmity of your Petitioner causes him to contemplate with a considerable degree of Resignation the close of his arduous worldly labours—Hence your Petitioner is desirous in conformity to the principles of his Religion to provide a suitable receptacle for his Remains when that awful period shall arrive—With this view your Petitioner has obtained at a considerable Expence a sufficient spot of Ground at the foot of Malabar Hill in the vicinity of the Tomb of one of his Caste (Muncher Jevan) for the purpose of erecting under his own immediate Inspection a similar Tomb for his Reception after his dissolution shall have taken place

Your Petitioner however anxious to avoid censure or the infraction of the Orders of Government, conceives it incumbent upon him prior to his commencing

### તા૦ ૨૩ મી જાનેવારી.

આજ દીને આતરેની "ઇનિશુરનશ સોશાઈટી" ના મેમબરો તથા ચીનાના તરતના આવેના બ્યાપારીઓના વાહણના માલિકોની એક સભા, નામદાર સરકારની મનવાર "હોબાર્ટ" ના કપટાન બી. ડબલ્યુ પેજને તેની બ્યાપારના સંબંધમા કીધેલી કીમતી નોકરીના બદલામા એક માનપત્ર આપવાનો વિચાર કરવા માટે મળી હતી, જે વેળાએ સરકારની મારફતે તેની ઉપર આતરેના વાહણવટીઓ તરફથી એક માનપત્ર મોકલવાનો ઠેરાવ થયો હતો. તે માનપત્ર ઉપર ચાર ઇંગ્રેજ તથા નીચના ત્રણ પારસી વાહણવટીઓની સહીઓ હતી.[1]

કાવસજી રૂસતમજી પટેલ, વાહણ "જેહાંગીર" ના માલિક
સોરાબજી મનચેરજી રેડીમની, વાહણ "હારનબી" ના માલિક
હોરમજજી બહેમનજી વાડીઆ, વાહણ "લવજીફેમીલી" ના માલિક.

---

### તા૦ ૧૬ મી મેએ.

### રોજ ૧૦ માહ ૧૦ (શે૦) ૧૧૬૬ યજદજરદી.

**મરણ**—રૂસતમજી મનચેરજી દારૂખાનાવાલા—ઉમર વર્ષ ૫૫) શેઠ મનચેરજી મનાજીગીના નાહના દીકરા. એવણ પોતાના વડા ભાઈ શેઠ માણેકજીની સાથે સરકારી તોપખાનાને માટે દારૂ બનાવવાના કારખાનામા હતા, અને ઈ૦ સ૦ ૧૭૮૦ મા પોતાના ભત્રિજા શેઠ દાદાભાઈ માણેકજીના મરણથી તે કારખાનાના વડા કડયા હતા.

---

the beforementioned Erection to obtain from your Honor permission for that purpose

Wherefore he most humbly prays that your Honor will be pleased to grant him permission to erect his Tomb on the Ground and at the place hereinbefore set forth

And your Petitioner as in duty bound will Ever Pray

(સહી) લા૦ દાદી નોશરવાનજી,
DADY NASSERWANJEE

Bombay, 11th January 1797

આ અરજની હેઠળ શેઠ દાદીભાઈને એ દોખમ એઓના પોતાના કુટુંબનાજ વપરાસને માટે બાંધવુ એ પ્રમાણેની પરવાનગી તા૦ ૨૮ મી ફેબરવારી ૧૭૯૭ ને દીને ગવરનર ડંકને પોતાને હાથે નીચે મુજબ લખી આપી હતી.—

"The Prayer of the Petition is granted, provided the Tomb intended to be built is only a private family Tomb

(Sd.) JONATHAN DUNCAN

Bombay, 28th February 1797

[1] બોમ્બે કુરીઅર, તા૦ ૨૮ મી જાનેવારી ૧૭૯૭.

### તા૦ ૪ થી જુલાઈ.

### રોજ ૨૯ માહ ૧૦ (કે૦) ૧૧૬૬ યજદજરદી.

**મરણ**—નશરવાનજી કોહાજી[2]—ઉમર વર્ષ ૮૦) સુરતના એક જાણીતા શેઠીયા. એવણ ત્યાંની વલંદાઓની કોઠીમા દલાલી તથા તેમના બ્યાપારને લગતી જીનસોની ખરીદી અને વેચાણ કરતા હતા. મુંબઈની મીસીઅરસ બરૂસ ફાસેટની કંપની તરફથી સુરતમા આવતા વીલાયતી વાહણોનો વીમો ઉતારવાની એવણ આડત કરતા હતા. એનો આરબી તથા ફારસી ભાષામા માહેર તેમજ જરથોસ્તી ધર્મ ઉપર ઘણા ચુસ્ત હતા, અને બેવાર પોતાના બ્યાપારસર ઇરાનની સફર પણ કરી આવ્યા હતા. હિંદુસ્થાનના જરથોસ્તીઓમાથી ઇરાન ખાતે ધર્મ ખાતુ સ્થાપવાની પેહલ એવણ તરફથી નીકળી હતી. ત્યાંના યજદ શેહેરમા એઓએ એક ઇમારત બંધાવી તેમા આતશબેહરામ પરઠાવ્યા હતા, તથા આતશનો કેબલો સુરતથી પગરસ્તે મોબેદો પાસે મોકલ્યા હતો. અને તેના ચાલુ ખરચને માટે "બાગેબનાર" અને "આબે મુબારક" નામની જાગીરો ખરીદી આપી હતી. જેમાથી દર વર્ષ એજ મકાનમાં એક ગાહંબાર પણ એવણને નામે કરવામા આવેછે.[3] એ ઉપરાંત સુરત ખાતેનુ પ્રખ્યાત

---

[2] મુંબઈવાળા શેઠો રતનશાહ અને જાગીરશાહ એરચશાહ કોહીયાર, તથા શેઠ જાગીરજી ગુસતાદજી અને કરાચીવાળા શેઠ અરદેસર ગુસતાદજીના બાપના બપાવા. મુંબઈવાળા શેઠ નશરવાનજી કોહાજી તથા રાજકોટવાળા શેઠ કુવરજી કોહાજી અને સુરતવાળા શેઠ ફીરોજશાહ શાપુરજી બેઠા અથવા કમીસરીવાળા પણ એવણનાજ કુટુંબીઓછે

[3] આ બાબતેની બીના ઈરાન દેશના રેહનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવા સારૂ સ્થાપેલા ધર્મ ખાતાની ઊપજ નીપજના ઈ૦ સ૦ ૧૮૬૫ ના દફતર આશકારા છાપખાનામાથી છપાયેલા હેવાલમા ઇરાનનાં આતશબેહરામ તથા આદરીઆનો વિષે શેઠ માણેકજી લીમજી હાટરીઆએ લખી મોકલેલા અહેવાલમા સફે ૧૯૨ મે નીચે પ્રમાણે જોવામા આવેછે —

" . તે ઉપરાત આપણા બાજદીઅરશાનોને વાકેફ થવા જોગ બીના એછે જે અથવ આતશ કદેહવાલી એમારત સુરતવાળા શાવરગવાથી નોશરવાનજી કોહાજીનાએ બંધાવી આપેલી દેહવાએચ"

"અને ચાલુ ખરચને પેટે ખરીદાવી આપેલી જાગીરમા બાગેબનાર તથા આબે મુબારકની ઊપજમાથી એ બેહશત બેહેરેને નામે દર વરશે ગંભાર પણ એ મુબારક મકાનમા થાતા આવેચ"

"અને તે આતશનો કેબલો પણ સુરતથી પગ મારગે હીદોશતાની મોબેદો લેઈ આવેલા હતા ને દીન ફીરીઆનુ કોમ કરી તેઓએજ તખતે બેશાડીઆ બાદ તેઓમાંહેનો એક હેરબદ નોશીરવાન નામે દસ્તુરદસ્તુરજ

બહેમનજી શેઠનાને નામે એક દરેમેહર બધાવી પર-
હાવી હતી.[૧]

આએ વર્ષમા મુબઈમા જરથોસ્તીઓના બાળકોને જદ અવસ્તા શિખાડવાની એક નિશાલ શેઠ દાદીભાઈ નોશરવાનજીએ પોતાને ખરચે પીઠાવાળા મોહલામા હીરવાડીઆની[૨] પોલમાંનો એક ગારો ગીરવી લઈ ત્યા આ૦ દાદાભાઈ ફ્રામજી વેપારીના ઉપરીપણા હેઠલ સ્થાપી હતી. વળી એજ ઘરમા ઈરાનથી અતરે આવતા જરથોસ્તીઓને ઉતારો આપવાને માટે પણ ખાસ જગો રાખી હતી.[૩]

---

૧ આ દરેમેહરના ચાલુ ખરચ વગેરેને માટેના બદોબસ્તોનુ એક "ટરશટડીડ" એના ટરશટીઓ શેઠો જમશેરજી ફરામજી, દારાશાહ મેહરવાનજી, એદલજી નશરવાનજી, અને ફરામજી હોરમજજી શેઠનાએ તા૦ ૧ લી આપરેલ ૧૮૭૪ ને દીને કીધેલુ શેઠ એદલજી નશરવાનજી શેઠના પાસેથી અમારા જોવામા આવ્યુ હતુ. તેમા એ દરેમેહરને પેહલવેહલી પરહવાનો મને ઊપર પ્રમાણેનો લખેલોછે એ પછી એ દરેમેહર પુરાની થવાથી તથા તેની ઈમારત ભોએમા પેશી જવાથી શેઠ સોરાબજીના વારેસોએ હાલની મોટી ઈમારત બધાવી તેમા તા૦ ૧૫ મી નવેમબર ૧૮૨૨ ને દીને નવા આતશ તખ્તનશીન કીધા હતા

૨ આ હીરવાડીઆ અતરેના શેઠો કાવશજી તથા દોરાબજી રૂસતમજી પટેલને ત્યા ઈ૦ સ૦ ૧૭૬૩ થી કારભારી હતા, અને તેમની વતી મુબઈ તથા થાણાની પટેલાઈનો મોટો વહીવટ ચલાવતા હતા તે વખતે અતરેના ઈંગ્રેજ અમલદારો તથા દેશી સોદાગરોમા એઓણે સારો વગ તથા પીછાણ ધરાવતા હતા પછવાડેથી એઓએ પોતાના હાથ હેઠલ પોતાના એક ભેશી શેઠ મેહરવાનજી માણેકજી પટેલ (મેહતા પટેલ) ને રાખ્યા હતા

૩ આ નિશાલ તથા ઈરાનીઓના ઊતારાને માટેનુ ઘર શેઠ દાદીભાઈ નોશરવાનજીએ ઈ૦ સ૦ ૧૭૯૬ મા હીરવાડીઆ પાસેથી રૂ૦ ૨૧૪૧) આપી ગીરવી લીધુ હતુ તે એમનુ એમ છેક ઈ૦ સ૦ ૧૮૪૮ લગણ ચાલ્યા કીધુ એ પછી તે સાલની તા૦ ૨૨ મી સપટેમબરે એઓના વારસ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠે મરહુમ હીરવાડીઆની છોકરી બાઈ જીવણબાઈની ત્રણ છોકરીઓ નામે બાઈ ભીખાઈજી તે શેઠ ખરશેદજી મેહરવાનજી મેહતા પટેલના ધણિઆણી, બાઈ માણકબાઈ તે શેઠ માણેકજી એદલજી આલમગેરના ધણિઆણી, તથા બાઈ ગુલબાઈ તે શેઠ રૂસતમજી ફરામજી દાદીસરકારના ધણિઆણી એઓ સાથે એક લખત કરી તે ઘર પોતે વેચાન કરી લીધુ હતુ તે અસલ લખત શેઠ હીરજી અરદેશર દાદીશેઠ પાસેથી અમારા જોવામા આવ્યુ હતુ, તેમાં એ નિશાલ તથા ઈરાનીઓની ઊતારાની જગા માટે નીચે પ્રમાણે ઈશારો કીધેલોછે—

## ઈ૦ સ૦ ૧૭૯૭.

### તા૦ ૧૧ મી જાનેવારી.

આજ દીને શેઠ દાદીભાઈ નોશરવાનજીએ મુંબઈના ગવરનર જોનાથન ડંકનને વાલકેશરની હેઠાણમા પોતે લીધેલી જમીનપર પોતાના સ્વાનને નાખવા માટે એક એનાહેદુ દોખમુ બાધવાની પરવાનગી મેળવવા થકી અરજ કીધી હતી.[૪]

---

"તમારા વડવા શેઠ અરદેશર દાદીશેઠે પારશી એદલજી બહમનજી કાકા કસતકથી હમારા મમાવા હીરવાડીઆ રતનજીને અગરેજી શને ૧૭૯૬ ના મે તથા જુન મહીનામા ચીઠી તથા ઠરાવથી મળીને રૂ૦ ૨૧૪૧) આપી તેને બદલે મુબઈના કોટમા હીરવાડીઆ રતનજીની પોલમા હમારા મમાવા હીરવાડીઆ રતનજીના ઘરોનાં ગારા ૩ ની ચાલીમાના વચલા ગાળાના ઘરનો પેહલો માલ તથા નીચેનુ ભોએતળીઊ મળીને ગાહગેરોઈ ધ્યાને ગીરવી લઈને તાહા દાદાદારૂ વીલાએતીને જરથોશતીઓના છોકરાઓને, જદ અવસ્તા શીખવવા સારૂ નીશાલ તથા ઈરાની પારસીઓને ઊતારાની જગો કરીને રાખ્યા હતા"

આ દાદાદારૂ વીલાયતીના મરણ બાદ તેનો દીકરો આ૦ જાગોર દાદાભાઈ વીલાયતી એ નિશાલ ચલાવતો હતો, પણ ને ઈ૦ સ૦ ૧૮૪૪ મા મરણ પામવાથી તે બધ પાડવામા આવી હતી

૪ આ અસલ અરજી તથા તેની હેઠળ ગવરનર ડંકને લખી આપેલી પરવાનગી એઓણના ધર્મખાતાના મુતવલી શેઠ હીરજી અરદેશર દાદીશેઠ પાસે મોજુદછે, અને તે ઊપરથી નીચલી નકલ ઊતારીછે:—

To

THE HON'BLE JONATHAN DANCAN, ESQ
President and Governor &c,
Bombay

The humble Petition of
DADY NASSERWANJEE OF BOMBAY
PARSEE MERCHANT

*Sheweth,*

That the advanced age and Infirmity of your Petitioner causes him to contemplate with a considerable degree of Resignation the close of his arduous worldly labours—Hence your Petitioner is desirous in conformity to the principles of his Religion to provide a suitable receptacle for his Remains when that awful period shall arrive—With this view your Petitioner has obtained at a considerable Expence a sufficient spot of Ground at the foot of Malabar Hill in the vicinity of the Tomb of one of his Caste (Muncher Jevan) for the purpose of erecting under his own immediate Inspection a similar Tomb for his Reception after his dissolution shall have taken place

Your Petitioner however anxious to avoid censure or the infraction of the Orders of Government, conceives it incumbent upon him prior to his commencing

તા૦ ૨૩ મી જાનેવારી

આજ દીને અતરેની "ઈનશુરનશ શોશાઈટી" ના મેમબરો તથા ચીનના તરતનાં આવેલા બ્યાપારીઓના વાહણના માલેકોની એક સભા, નામદાર સરકારની મનવાર "હોબરટ" ના કપતાન બી. ડબલ્યુ. પેજને તેની બ્યાપારના સંબંધમાં કીધેલી કીમતી નોકરીના બદલામાં એક માનપત્ર આપવાનો વિચાર કરવા માટે મળી હતી, જે વેળાએ સરકારની મારફતે તેની ઉપર અતરેના વાહણવતીઓ તરફથી એક માનપત્ર મોકલવાનો ઠરાવ થયો હતો. તે માનપત્ર ઉપર ચાર ઇંગ્રેજ તથા નીચના ત્રણ પારસી વાહણવતીઓની સહીઓ હતી.[1]

કાવશજી રૂસતમજી પટેલ, વાહણ "જેહાંગીર" ના માલેક
સોરાબજી મનચેરજી રેડીમની, વાહણ "હારનબી" ના માલેક
હોરમજજી બહેમનજી વાડીઆ, વાહણ "લવજીફેમીલી" ના માલેક

---

તા૦ ૧૬ મી મેએ.

રોજ ૧૦ માહ ૧૦ (દેઇ) ૧૧૬૬ યજદજરદી.

**મરણ**—રૂસતમજી મનચેરજી દારૂખાનાવાલા—(ઉમર વર્ષ ૫૫) શેઠ મનચેરજી મનાજીગીના નાધલા દીકરા. એવણ પોતાના વડા ભાઈ શેઠ માણેકજીની સાથે સરકારી તોપખાનાને માટે બારૂદ બનાવવાના કારખાનામાં હતા, અને ઈ૦ સ૦ ૧૭૮૦ મા પોતાના ભત્રિજા શેઠ દાદાભાઈ માણેકજીના મરણથી તે કારખાનાના વડા ઠરયા હતા.

---

the beforementioned Erection to obtain from your Honor permission for that purpose

Wherefore he most humbly prays that your Honor will be pleased to grant him permission to erect his Tomb on the Ground and at the place hereinbefore set forth

And your Petitioner as in duty bound will Ever Pray

(સહી) લા૦ દાદી નોશરવાનજી,
DADY NASSERWANJEE

Bombay, 11th January 1797

આ અરજીની હેઠળ શેઠ દાદીભાઈને એ દોખમુ એબના પોતાના કુટુંબનાજ વપરાશને માટે બાંધવુ એ પ્રમાણેની પરવાનગી તા૦ ૨૮ મી ફેબરવારી ૧૭૯૭ ને દીને ગવરનર ડંકને પોતાને હાથે નીચે મુજબ લખી આપી હતી:—

"The Prayer of the Petition is granted, provided the Tomb intended to be built is only a private family Tomb

(Sd.) JONATH. DUNCAN

Bombay, 28th February 1797

૧ બૉમ્બે કુરીઅર, તા૦ ૨૮ મી જાનેવારી ૧૭૯૭

તા૦ ૪ થી જુલાઈ.

રોજ ૨૯ માહ ૧૦ (દએ) ૧૧૬૬ યજદજરદી.

**મરણ**—નશરવાનજી કોહાજી[2]—(ઉમર વર્ષ ૮૦) સુરતના એક જાણીતા શેઠીયા. એવણ ત્યાંની વલંદાઓની કોઠીમાં દલાલી તથા તેમના બ્યાપારને લગતી જીનસોની ખરીદી અને વેચાણ કરતા હતા. મુંબઈની મીલીટરી બરડ કાઉંસીલે કંપની તરફથી સુરતમાં આવતા વીનાયતી વાહણોનો વીમો ઉતારવાની એવણ આડત કરતા હતા. એઓ આરબી તથા ફારસી ભાષામાં માહેર તેમજ જરથોસ્તી ધર્મ ઉપર ઘણા ચૂસ્ત હતા, અને બેવાર પોતાના બ્યાપારસર ઈરાનની સફર પણ કરી આવ્યા હતા. હિંદુસ્થાનના જરથોસ્તીઓમાંથી ઈરાન ખાતે ધર્મ ખાતુ સ્થાપવાની પેહલ એવણ તરફથી નીકળી હતી. ત્યાંના યજદ શેહેરમાં એઓએ એક ઈમારત બંધાવી તેમાં આતશબેહેરામ પધરાવ્યા હતા, તથા આતશનો કેબલો સુરતથી પગરસ્તે મોબેદો સાથે મોકલ્યા હતો. અને તેના ચાલુ ખરચને માટે "બાગેચનાર" અને "આબે મુબારક" નામની જાગીરો ખરીદી આપી હતી. જેમાંથી દર વર્ષે એજ મકાનમાં એક ઘાહંબાર પણ એવણને નામે કરવામાં આવેછે.[3] એ ઉપરાત સુરત ખાતેનું પ્રખ્યાત

૨ મુંબઈવાલા શેઠો રતનશાહ અને જાંગીરશાહ એરચશાહ કોહીયાર, તથા શેઠ જાંગીરજી ગુશતાદજી અને કરાંચીવાલા શેઠ અરદેશર ગુશતાદજીના બાપના બાપાવા. મુંબઈવાલા શેઠ નશરવાનજી કોહાજી તથા રાજકોટવાલા શેઠ કુવરજી કોહાજી અને સુરતવાલા શેઠ ફીરોજશાહ શાપુરજી અકા અથવા કમીસરીવાલા પણ એવણનાજ કુટુંબીઓછે

૩ આ બાબેની બીના ઇરાન દેશના રેહનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવા સારૂં સ્થાપેલા ધર્મ ખાતાની ઊપજ નીપજના ઈ૦ સ૦ ૧૮૬૫ મા દફતરે આશકારા છાપખાનામાંથી છપાયલા હેવાલમા ઈરાનના આતશબેહરામ તથા આદરીઆનો વિષે શેઠ માણેકજી લીમજી હાટરીઆએ લખી મોકલેલા અહેવાલમાં સફે ૧૯૨ મે નીચે પ્રમાણે જોવામા આવેછે —

" . . . તે ઉપરાંત આપણા ભાજદીનશાનાનોને વાકેફ થવા જોગ બીના એછે જે અશ૧ આતશ કદેહવાલી એમારત સુરતવાલા શવરગવાશી નોશરવાનજી કોહાજીનાએ બંધાવી આપેલી કેહવાએચ"

"અને ચાલુ ખરચને પેટે ખરીદાવી આપેલી જાગીરમા બાગેચનાર તથા આબે મુબારકની ઊપજમાંથી એ બેહશત ગેહેરને નામે દર વરશે ઘમભાર પણ એ મુબારક મકાનમા થાતા આવેચ"

"અને તે આતશનો કેબલો પણ સુરતથી પગ મારગે હીરેદિથાતોની મોબેદો લેઈ આવેઆ હતા ને દીન કીરીઆતુ કામ કરી તેઓએજ તખતે બેશાડીઆ બાદ તેઓમાહેનો એક હેરબદ નોશીરવાન નામે ઇઅજદમાંજ

૧૮૨૪ સુધીનો એ ફંડનો હીસાબ આજના "મુંબઈનાં શમાચાર" મા છપાવી પરગટ કર્યોછે. તેમાથી જોવામા આવેછે કે તા૦ ૧ લી ડીજેમબર ૧૮૨૩ ને દીને શેઠ હોરમજજી વાડીઆએ ટરશટીઓને પોતાને હસ્તકના રૂ૧૭૮૬૩॥૬૬ આપ્યા ઉપરાંત આએ સાર માસમા ૫ ચાતના ફંડ ખાતે રૂ૬૧૭૦॥૫૦ ની આવક થઇ હતી, અને ખરચ કુલ રૂ૮૯૭॥૧૨ થયો હતો, જે બાદ કરતા ટરશટીઓના હસ્તકમા રૂ૨૩૧૩૭॥૪ બાકી હતા.

---

તા૦ ૧૩ મી આપરેલ
રોજ ૧૩ માહ ૮ (કદ) ૧૧૯૩ યજદજરદી

**મરણ**—પેશોતનજી જમશેદજી ભાણુજા—ઉમર વર્ષ ૬૦) એવણના બાપ ભરૂચથી અતરે આવેલા હતા, અને જોશીપણાનો ધંધો ચલાવતા હતા કેહેછે કે એવણ (પેશોતનજી) ને નાધવા હતા ત્યારે કોઈ ગોશાઇ રસ્તેથી ઉચકી લઈ પોતાની ઝોળીમા મેલી લઈ જતો હતો, તેવામા મુંબાદેવીની ગોળી આગલ કોઈ પારસીની નજર તે ઝોળી ઉપર પડી જેથી પેલો ગોશાંઈ તે નાખી દઈ તરત દોડી ગયો કે રખે પારસી તેને મારે. એ પછી એવોને પાછા પોતાના બાપને સ્વાધીન કીધા. એવણ ઉમરે પુગા પછી નજુમ તથા જોતિષ શાસ્ત્રમા એક્કા ગણાતા હતા. અને શેઠ પેશતનજી તથા હોરમજજી બહમનજી વાડીઆ સાથે જોશી તરીકે સારી પીછાણ હોવાથી તેમની મારફતે થોડાક ચીનનો બ્યાપાર પણ કરતા હતા. એવો જોશી તરીકે અતરેના પારસીઓમા ઘણા પંકાયલા હતા

---

તા૦ ૧૪ મી આપરેલ.
રોજ ૧૪ માહ ૭ (શે૦) ૧૧૯૩ યજદજરદી.

**મરણ**—રતનજી નાહનાભાઈ બંગાલેવાલા—ઉમર વર્ષ ૫૫) એવણ કલકતાના એક જાણીતા બ્યાપારી હતા, અને છેલ્લાં ૨૦ વર્ષ ત્યાં લાગત કાઢયા પછી અતરે પોતાની તબીયતના સુધારાને માટે આવ્યા હતા, તેવામા હિયાજ એમનુ મરણ નીપજયુ હતુ.

---

તા૦ ૧૮ મી આપરેલ.

આજ દીને સુરત મધ્યે શેઠ બહમનજી મનચેરજી ભાવનગરીને ત્યા તેમના બે દીકરાઓની શાદી હોવાથી તેમને બારણેથી સુરતની સઘળી વર્ણુના લોકોનુ એક મોટું શાહજન તથા વરઘોડો નીકલ્યો હતો, કે જેની તાખતાબી છેક અતરેના વર્તમાન પત્રોમા પણ આવી હતી એ લગનની ખુશાલીમા શેઠ બહમનજીએ તા૦ ૧૦ મી આપરેલને દીને સુરતના સર્વ ઈંગ્રેજ ગ્રહસ્થોને એક જીઆફત આપી હતી, કે જેમાં ત્યાની અદાલતના જડજો મીશીઅર્સ રોમર, સધરલાડ, એનડરસન, લમસડેન, તથા બીજા સર્વે અમલદારો શામેલ થયા હતા, અને અદાલતનો રેસાલો તથા વાજા તેમને માન દેવાને આવ્યા હતા. તા૦ ૧૬ મી આપરેલને દીને આ મુચીણુના નવાબ સાહેબ શીદી એબ્રાહીમ યાકુતખાન—કે જેમના શેઠ બહમનજી સુરત ખાતેના આડતીઆ તથા સરાફ હતા, તેઓ મોટી સવારી તથા ભારે ધામધુમ સાથે બેઠકમા આવ્યા હતા, અને શેઠ બહમનજીને પોતાની તરફથી એક કીમતી સરપાવ, તથા પાલખી, ચમર, આફતાબગીરી, અને રૂપાની લાકડીનો અશાબરદાર ભેટ કીધો હતો[1]

---

તા૦ ૨૮ મી આપરેલ.
રોજ ૨૪ માહ ૭ (શે૦) ૧૧૯૩ યજદજરદી.

**મરણ**—દાદાભાઈ સંતોકજી[2]—ઉમર વર્ષ ૭૬) શેઠ સંતોકજી બરજોરજીના વડા દીકરા. એવણે પોતાના બાપના મરણ પછી ઈ૦ સ૦ ૧૭૮૬ થી મોદીખાના મધ્યે એક મોટો તબેલો લઈ આરબસ્થાનથી આવતા ઘોડાઓની દલાલી કરવાનું શરૂ કર્યું હતુ. ઈ૦ સ૦ ૧૮૦૩ ની કોટની મોટી આગમા એવણનો આ તબેલો બળી જવાથી ચંદનવાડી આગળ સોનાપોરના રસ્તાની દક્ષિણે આવેલી ખાલી જગાપર એક મોટો તબેલો બાંધ્યો હતો, કે જે આજ લગણ "દાદી સંતોક" ના તબેલાને નામે ઓળખાએછે આ જગોએ વીસ વર્ષ લગ પોતાનુ કામ મોટા પાયાપર ચલાવી એવણ મરણ પામ્યા હતા

---

તા૦ ૮ મી મેએ

અતરે જે "રીકારડરની કોરટ" ના નામથી વડી અદાલત ચાલતી હતી, તેના ધોરણમા ફેરફાર કરી આજ દીનથી "સુપરીમ-કોર્ટ-ઑફ-જ્યુડીકેચર" ના નામથી તે અદાલતનુ કામ ચાલુ કરવામા આવ્યુ હતુ. બરાબર દશ કલાકે વડા ન્યાએધીશ સર એડવરડ વેસ્ટ, તથા બીજો ન્યાએધીસ સર ચારલસ ચેમબરસ કોરટમા દાખલ થયા, અને તુરત નવો "ચારટર-ઑફ-જસટીસ" જાહેર રીતે વાચી સંભળાવવામા આવ્યો હતો, તથા તે વાચયાબાદ તુરત ૨૧ તોપો ફુટી હતી. તે પછી સર એડવરડ વેસ્ટે,

---

૧ મુંબઈ શમાચાર, તા૦ ૩ જી મેએ ૧૮૨૪

૨ એવણના બાવા શેઠ સંતોકજી બરજોરજી ઈ૦ સ૦ ૧૭૪૫ મા એબાવથી અતરે આવ્યા હતા, અને અતરેના લશ્કર ખાતાના સિપાહીઓના પોશાક બનાવી આપવાના કામનુ કંત્રાકટ સરકારે તેવણને આપ્યુ હતુ આથી ઈંગ્રેજ અમલદારોમા તેઓ ઘણો વગ ધરાવતા હતા, તથા પારસી કોમમાથી તેમને સારૂ માન હતુ તે વેળાની અતરેની પંચાતના તેવણ એક અગેવાન હતા.

"ચીફ જસ્ટીસ" તથા સર ચારલસ ચેમબરસે "પ્યુની જડજ" તરીકેના સપત લીધા હતા; જે પછી પેહલાનાં માનને માટે ૧૭ તથા બીજાને માટે ૧૫ તોપો ફોડવામા આવી હતી.[1]

---

તા૦ ૩૦ મી જુન.

રોજ ૧ માહ ૧૦ (શે૦) ૧૧૯૩ યજદજરદી.

આએ વર્ષે મુંબઈ મધે વરસાદ નહિ પડવાથી અંતરેની પારસી પંચાત તરફથી આજરોજે બાહેરકોટ શેઠ દાદીભાઈ નોશરવાનજીના આતશબેહરામમા એક જાહેર જશન કરવામા આવ્યુ હતુ, તે વેળાએ જરતોસ્તીઓની એક ભારે ગીરદી થઈ હતી. ત્યાથી ફારેગ થઈ સર્વે લોકો ચંદનવાડી શેઠ હોરમસજી બહમનજી વાડીઆનાં આદરાંનવાલા મકાનમા નેઆતનું જમન કીધુ હતું ત્યા જમવાને ગયા હતા. એ દીને પાછલા પોહરના પાંચ કલાકને અમલે વરસાદનુ એક મોટું ઝાપટુ દશ મીનીટ સુધી પડયુ હતુ. એજ પ્રમાણે હિંદુઓએ પોતાના ભુલેશ્વરના દેહડામા ચાર દિવસ સુધી હવનની ક્રિઆ, તથા પોરતુગીજોએ પોતાના મોટા દેવળમાં "ઓર લાઉડ સાદાઈના" ની ક્રિઆ કીધી હતી.[2]

---

તા૦ ૧૭ મી જુલાઈ.

રોજ ૧૮ માહ ૧૦ (શે૦) ૧૧૯૩ યજદજરદી.

**મરણ**—નવરોજજી હોરમસજી મોટાભાઈ[3]—(ઉમર વર્ષ ૫૦) શેઠ હોરમસજી મોટાભાઈના વડા દીકરા. એવણ પ્રથમમા પોતાના મામા શેઠ નાનાભાઈ બહમનજી જીવાના હાથ હેઠલ વ્યાપારના કામમા પડેલા હતા. ત્યાર-પછી તેમના મરણબાદ શેઠ ખરશેદજી માણેકજી સગરની મદદથી અંતરેની કમીસરીએટમાં કંત્રાકટો લેતા હતા.

---

તા૦ ૩૧ મી જુલાઈ.

આજનાં "બોમ્બે કુરીઅર" માં દસ્તુર ફરદુનજી દારાબજી જમાસપઆસાનાએ એક મહેરનજર છપાવી હતી કે તેઓ અંતરેના ગવરનર હાનરેબલ માઉંન્ટ સ્ટુઅર્ટ એલફીનસટનના આસરા હેઠળ "અખબાર" નામનુ એક આવાડીઆનુ એક વર્તમાન પત્ર ફારસી ભાષામાં કાઢનાર છે. તેનુ મણ માસીક લવાજમ રૂ૦) નુ ઠેરવ્યુછે.[4]

તા૦ ૬ થી આગસટ.

રોજ ૮ માહ ૧૧ (શે૦) ૧૧૯૩ યજદજરદી.

આજ દીને પુણા મધે શેઠ સોરાબજી રતનજી પટેલે આંતશદાદગાહની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.[5]

---

તા૦ ૨૯ મી આગસટ.

રોજ ૧ માહ ૧૨ (શે૦) ૧૧૯૩ યજદજરદી.

આજ દીને પુણા મધે શેઠ સોરાબજી રતનજી પટેલે બંધાવવા માંડેલા દોખમાનો તાણો પુરવાની ક્રિઆ કરવામા આવી હતી, તે વેળાએ પુણા તથા તેની આજુ બાજુનાં ગામોના મળી આસરે ૨૦૦) જરથોસ્તીઓ ભેગા મલયા હતા.[6]

---

તા૦ ૮ થી સપટેમબર.

રોજ ૨ માહ ૧ (કે૦) ૧૧૯૪ યજદજરદી.

**મરણ**—ખરશેદજી દોરાબજી રાંદેલીઆ[7]—(ઉમર વર્ષ ૨૫) શેઠ દોરાબજી બેહરામજી રાંદેલીઆના વડા દીકરા. એવણ પોતાના બાપના વ્યાપારનાં કામમાં પડેલા હતા, અને ટુંક ઉમરમા અચબ્બય મરણ પામ્યા હતા. "એક અપહડ વઈદનું અકેકડ હેના જીવનો કાલ થાઈઉ."

---

તા૦ ૮ મી સપટેમબર.

રોજ ૧૧ માહ ૧૨ (શે૦) ૧૧૯૩ યજદજરદી.

**મરણ**—માણેકજી સોરાબજી પારખ—(ઉમર વર્ષ ૬૦) શેઠ સોરાબજી એદલજી પારખના વડા દીકરા.

---

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૨ મી જુલાઈ ૧૮૨૪

૨ મુંબઈના શમાચાર, તા૦ ૫ મી જુલાઈ ૧૮૨૪

૩ શેઠ નવરોજજી રૂસતમજી મોટાભાઈ (બારીસ-ટર) ના બાપાવા.

૪ બોમ્બે કુરીઅર, તા૦ ૩૧ મી જુલાઈ ૧૮૨૪ આ પત્રનાં પુરતા ઘરાકો ન થવાથી તે કાઢવામા આવ્યુ હતું નહિ.

૫ મુંબઈના શમાચાર, તા૦ ૨૬ મી આગસટ ૧૮૨૪

૬ મુંબઈના શમાચાર, તા૦ ૬ મી સપટેમબર ૧૮૨૪ આ દોખમુ પુણા મધે બાંધવા માટે શેઠ સોહ-રાબજીની તરફથી તેમના ભાઈ શેઠ પેશતનજી રતનજી પટેલે મુંબઈની શમસત જરથોસ્તી અનજુમનની એક સભા કે જે ગઈ તા૦ ૨૦ મી મેએ ૧૮૨૪ ને દીને દાદીશેટવાલા આતશબેહરામમા મળી હતી તેમા પંચાતને અરજ કીધી હતી જે "શ્રી પુણા મધે આપણ લોકોની વશતી ઘણી થાઈછે અને તે જગો દોખમુ તથા દરેમેહર નથી તેથી ઘણી અડચણ પડેછ વાશતે મારો ભાઈ નામે સોહરાબજી રતનજી પટેલ શ્રી પુણા મધેછે તેહની હેવી ઇછાછે જે તે જગો એક દોખમુ બનાવે અને શ્રી પુણુ શ્રી મુંબઈને લગતુ છે વાશતે શ્રી મુંબઈની પંચાતની પાશે એ નેક કામ કરવાની રજા માગુચ" તેહવારે પંચાતના લોકો ઘણાએક ખુશી થઈને તેહને રજા આપી ને તનરો-રોશતી બક્ષેઆ

[મુંબઈના શમાચાર, તા૦ ૨૪ મી મેએ ૧૮૨૪].

૭ અંતરેવાળા શેઠ ધનજીભાઈ ખરશેદજી રાંદેલી-આના બાવા

એવણ અતરેના એક જાણીતા વેપારી હતા,[૧] તથા પોતાના ભાઈઓ શેઠ એદલજી તથા શાપુરજી અને શા૦ નરસીદાસ ક્રાલામોદી સાથે "માણેકજી નરસીદાસ"ની કંપનીને નામે ચીન તથા બીજા દેશાવરો ખાતેનો મોટો વ્યાપાર ચલાવતા હતા. આ માટે એવણની પેહડીના "હેલન" અને "કારનવાલ" નામના બે સફરી વાહણો હતા.

તા૦ ૨૭ મી સપટેમબર.

દસ્તૂર એદલજી દારાબજી જામાસ્પ આસાનાએ પેહલવી પંદનામે જરથોસ્તનો ગુજરાતીમાં તરજુમો કરી આજ દીને તે મુંબઈ સમાચાર છાપખાનામાંથી છપાવી રૂ૧॥ની કીમતે બાહેર પાડયો હતો.[૨] એ તરજુમો તેના દીબાચામાં જણાવ્યા મુજબ મજકૂર પેહલવી પંદનામાની એક નકલ કે જે મરહુમ દસ્તૂર જામાસ્પ આસાને હાથની લખેલી હતી તે ઉપરથી દસ્તૂરજીએ કર્યો હતો.

તા૦ ૧ લી અકટોબર.

વલસાડમાં થતા લગનોની આવક ઉપર ઉદવારે-વાલા મોબેદોના ભાગ હીસ્સા બાબેં એ બંને તરફવાલા-ઓમાં કજીઓ મુદત થઈ ટંટો ચાલ્યા કરતો હતો, અને તેના નીવેડાને માટે તેઓ સુરતની અદાલતમાં ગયા હતા, જયાં આજ દીને એવો ફેસલો થયો હતો કે "૭૨ વર્ષ ઉપર એ બાબે પેશવાની સરકાર તરફથી ફેસલો થયો હતો,— જે હદ કાવેરી દક્ષણ નીર પ્રાંત સુરતથી તે હદ વેતરની કીનારે મોજે દાવીર પ્રમાણે માહીમ પ્રાંત વસઈ લગીના પારસી લોકનું અધારૂપણું જે અસલથી ઉદવારેવાલા અધારૂ ત્રણ ભાગ્યા (બનપાવ હોરમજીયાર, કામ હોર-મજીયાર અને શાએર હોરમજીયારના વારેસો) તથા ત્રણેનાં બીજા ભાગ્યાઓમાં ચાલતું આવેછે તે પ્રમાણે ચલાવવું," પણ તે પછી વલસાડવાલાઓએ પોતાને ત્યાં થતા લગનોનો ભાગ ઉદવારેવાલાઓને નહિ આપ્યો તે ગેરવાજબીછે વલસાડના દસ્તૂર ફરામજી રૂસતમજી કેહેછે કે એમ તેઓને ભાગ આપે તો બાઈજીએ શું ? પણ તે કંઈ વાજબી કારણ નથી. એના પુરાવામાં તેઓ બીજી કંઈ શાક્ષી લાવ્યા નથી, માટે જેમ કદીમ શરેસતા પ્રમાણે ચાલેછે તેમ ચાલવું, અને ઉદવારેવાલાઓના ચઢેલા રૂ૫૨) તેઓની વતી દસ્તૂર દોરાબજી બેહરામજી તથા દસ્તૂર રૂસતમજી ટેહમુલજીને વલસાડવાલાઓની વતી આ૦ માણેકજી બેહરામજી તથા આ૦ બહમનજી માણેક-જીએ આપવા."[૩]

તા૦ ૧૦ મી અકટોબર.

સુરતની પાસેના ભાઠા ગામમાં એક મોટો ૨) કોશ ફરે તેવડો કુવો મુંબઈવાલા શેઠ દાદાભાઈ કાવસજી શાહેરે પોતાના મરહુમ દીકરા શેઠ અરદેસરજીની નઈ-એતે બંધાવી ધર્મખાતે આપ્યો હતો.[૪]

તા૦ ૨૨ મી નવેમબર.

આજ દીને શેઠ જમશેદજી જીજીભાઈએ પોતાના મજગામના બંગલામાં અતરેની મેસર્સ રીમીંગટન ફાકરડની કંપનીવાલા મી૦ જે. એચ. ફાકરડને પોતાને વતન સીધારતી વેળાએ એક જીઆફત તથા "બાલ" આપ્યો હતો. તે વેળાએ અતરેના નામદાર ગવરનર ઓ-નરેબલ માઉનટ સ્ટુઅરટ એલફીનસટન, નામદાર ચીફ જસટીસ, અને બીજા ઘણા સરકારી તથા લશ્કરી ખા-તાંના અમલદારો, વ્યાપારીઓ વગેરે હાજર થયા હતા. લગભગ ઘણું કરીનેર "બાન-રૂમ"માં નાચરંગ કરી સઘળાઓ મધરાતના ખાણાની "ટેબલ" ઉપર એકઠા મલ્યા હતા તે વેળાએ મી૦ જે એચ ફાકરડે પોતાના મેજબાન શેઠ જમશેદજી જીજીભાઈની સલામતી એક

૧ એવણના બાવા શેઠ શોરાબજી એદલજી બારભ સુરતથી અતરે આવ્યા હતા, અને શેઠ શોરાબજી મન-ચેરજી રેડીમનીના મેહતા તરીકે લાંબી મુદત સુધી રહેલા હતા. તેમના મરણ બાદ ત્યાંથી નીકલી પોતાને હીસાબે ચીન ખાતેનો વ્યાપાર "શોરાબજી એદલજીની કંપની"ના નામથી ચલાવતા હતા.

૨ "શ્રી જરતોશત પેગમબર શાહેબનું ફરમાવેલું પંદનામું, એટલે જે નશીહતનામું પેહલવી જોબાન-માંથી ગુજરાતી જોબાનમાં તરજુમો કીધોછે. ફુરમાદ એદલ દશતુર દારાબજી જમશેદજીએ શાને ૧૧૯૩ ઈઅજ-દજરદીમાં શ્રી મુંબઈના શમાચારખાનામાં છપાઈછે શાને ૧૮૨૪ ઈશવી"

૩ આ ફેસલાની અસલ નકલ ઉદવારેની અંજુ-મનને લગતા દસતાવેજોમાંથી ત્યાંના દસ્તૂર બરજોરજી રૂસતમજી મીરજાએ અમોને દેખાડી હતી.

૪ આ કુવાપર નીચે પ્રમાણેની તખ્તી કોતરેલીછે.—
"શંવત ૧૮૮૦ ના ચૈત્ર સુદ ૧ વાર શનેઉ
"તા૦ ૧૦ અકટોબર શને ૧૮૨૪ ઈસવી, રોજ ૧૦
"માહ ૮ શને ૧૧૯૨ એજદેજરદી શેઠ શ્રીપ મુંબાઈવાશી
"પારશી દાદાભાઈ કાવશજી માણેકજી શાહેરે પોતાનો
"બેટો અરદેશર ગુજરેઆ તેની નઈએતે ધરમખાતે
"બંધાવી આપેઓછે. તેના કોશના ખરચને કાજે
"રાજેશરી શીતારામ રાવજી શાહેબના હોકમથી તથા
"ગામના પટેલ તથા રઈએત મલીને જમીન વીગા
"(૬) અપાવીછે તે મધેથી કોશનો ખરચ ચંદરોકાલ
"દીવાકરણ સુધી ચલ્યા કરે"

એવણ અતરેના એક જાણીતા વ્યાપારી હતા,[૧] તથા પોતાના ભાઈઓ શેઠ એદલજી તથા શાપુરજી અને શા૦ તનસીદાસ કાલામોદી સાથે "માણેકજી તલમીદાસ" ની કંપનીને નામે ચીન તથા બીજા દેશાવરો ખાતેનો મોટો વ્યાપાર ચલાવતા હતા. આ માટે એવણની પેહડીના "હેલન" અને "કારનવાલ" નામના બે સફરી વાહણો હતા.

---

તા૦ ૨૭ મી સપટેમબર.

દસ્તૂર એદલજી દારાબજી જામાસ્પ આશાનાએ પેહલવી પંદનામે જરથોશતનો ગુજરાતીમા તરજુમો કરી આજ દીને તે મુંબઈ સમાચાર છાપાખાનામાથી છપાવી ૩ાા ની કીમતે બાહેર પાડયો હતો.[૨] એ તરજુમો તેના દીબાચામા જણાવ્યા મુજબ મજકૂર પેહલવી પંદનામાની એક નકલ કે જે મરહુમ દસ્તૂર જામાસ્પ આશાએ હાથની લખેલી હતી તે ઉપરથી દસ્તૂરજીએ કર્યો હતો.

---

તા૦ ૧ લી અકટોબર.

વલસાડમા થતા લગનોની આવક ઉપર ઉદવાડેવાલા મોબેદોના ભાગ હીસ્સા બાબે એ બંધે તરફવાલાઓમા કંઈક મુદત થઈ ટંટો ચાલ્યા કરતો હતો, અને તેના નીકાલને માટે તેઓ સુરતની અદાલતમા ગયા હતા, જ્યા આજ દીને એવો ફેસલો થયો હતો કે "૭૧ વર્ષ ઉપર એ બાબે પેશવાની સરકાર તરફથી ફેસલો થયો હતો,— જે હદ કાવેરી દક્ષણ નીર પ્રાંત સુરતથી તે હદ વેતરની કીનારે મોજે દાતીવેર પ્રગણે માહીમ પ્રાંત વધઈ લગીના પારસી લોકનુ અધારપણુ જે અસલથી ઉદવાડેવાલા અવાડે ત્રણ ભાગ્યા (બનપાન હોરમજીયાર, કામ હોરમજીયાર અને ચાઓર હોરમજીયારના વારેસો) તથા ત્રણેના બીજા ભાગ્યાઓમા ચાલતુ આવેછે તે પ્રમાણે ચલાવવુ," પણ તે પછી વનસાડવાલાઓએ પોતાને ત્યા થતા લગનોનો ભાગ ઉદવાડેવાલાઓને નહિ આપ્યો તે ગેરવાજબીછે વનસાડના દસ્તૂર ફ્રામજી રૂસતમજી કેહેછે કે એમ તેઓને ભાગ આપે તો બાઈજીએ શુ ? પણ તે કંઈ વાજબી કારણ નથી. એના પુરાવામા તેઓ બીજી કંઈ શાક્ષી લાવ્યા નથી, માટે જેમ કદીમ શરેસતા પ્રમાણે ચાલેછે તેમ ચાલવુ, અને ઉદવાડેવાલાઓના ચઢેલા રૂપર) તેઓની વતી દસ્તૂર દોરાબજી બેહરામજી તથા દસ્તૂર રૂસતમજી ટેહમુનજીને વનસાડવાલાઓની વતી આ૦ માણેકજી બેહરામજી તથા આ૦ બહમનજી માણેકજીએ આપવા."[૩]

---

તા૦ ૧૦ મી અકટોબર.

સુરતની પાસેના ભાઠા ગામમા એક મોટો ૨) કોશ ફરે તેવડો કુવો મુંબઈવાના શેઠ દાદાભાઈ કાવશજી શાહેરે પોતાના મરહુમ દીકરા શેઠ અરદેશરજીની નાલએતે બંધાવી ધર્મખાતે આપ્યો હતો.[૪]

---

તા૦ ૨૨ મી નવેમબર.

આજ દીને શેઠ જમશેદજી જીજીભાઈએ પોતાના મજગામેના બંગલામા અતરેની માશીઅરસ રીમીંગટન મકફરડની કંપનીવાલા મી૦ જે. એચ કાફરડને પોતાને વતન સીધારતી વેળાએ એક જીઆફત તથા "બાલ" આપ્યો હતો. તે વેળાએ અતરેના નામદાર ગવરનર હાનરેબલ માઉન્ટ સ્ટુઅરટ એલફીનસટન, નામદાર ચીફ જસટીસ, અને બીજા ઘણા સરકારી તથા લશકરી ખાતાના અમલદારો, બ્યાપારીઓ વગેરે હાજર થયા હતા. લગભગ ત્રણ કલાકેર "બાલ-રૂમ" મા નાચરંગ કરી સઘળાઓ મધરાતના ખાણાની "ટેબલ" ઉપર એકઠા મલ્યા હતા તે વેળાએ મી૦ જે એચ કાફરડે પોતાના મેજબાન શેઠ જમશેદજી જીજીભાઈની સલામતી એક

---

[૧] એવણના બાવા શેઠ હીરાજી એદલજી પારખ સુરતથી અતરે આવ્યા હતા, અને શેઠ હોરાબજી મનચેરજી રેડીમનીના ચેહતા તરીકે લાંબી મુદત સુધી રહેલા હતા તેમના મરણ બાદ ત્યાથી નીકલી પોતાને હીસાબે ચીન ખાતેનો વ્યાપાર "હીરાબજી એદલજીની કંપની" ના નામથી ચલાવતા હતા

[૨] "શ્રી જરતોશત પેગંબર શાહેબનુ ફરમાવેલુ પંદનામુ, એટલે જે નશીહતનામુ પેહલવી જોબાનમાથી ગુજરાતી જોબાનમા તરજુમો કીધોછે હેરબદ એદલ દશતુર દારાબજી જમશેદજીએ શને ૧૧૯૩ ઈઅજદજરદીમા શ્રી મુંબઈના શમાચારખાનામા છપાઈછે શને ૧૮૨૪ ઈશવી"

[૩] આ ફેસલાની અસલ નકલ ઉદવારેની અંજુમનને લગતા દસતાવેજોમાથી ત્યાના દસ્તૂર બરજોરજી રૂસતમજી મીરજાએ અમોને દેખાડી હતી

[૪] આ કુવાપર નીચે પ્રમાણેની તખ્તી કોતરેલીછે —

"શવત ૧૮૮૦ ના ચૈત્ર સુદ ૧ વાર શનેછ
"તા૦ ૧૦ અકટોબર શને ૧૮૨૪ ઈશવી, રોજ ૧૦
"માહ ૮ શને ૧૧૯૩ એજદેજરદી શેઠ શ્રી મુંબાઈવાશી
"પારશી દાદાભાઈ કાવશજી માણેકજી શાહેરે પોતાનો
"બેટો અરદેશર ગુજરેઓ તેની નાઈએતે ધરમખાતે
"બંધાવી આપેઓછે તેના કોશના ખરચને કાજે
"રાજેશરી શીતારામ રાવજી શાહેબના હોકમથી તથા
"ગામના પટેલ તથા રઈએત મલીને જમીન વીગા
"(૬) આપાવીછે તે ખપેથી કોશનો ખરચ ચંદરોકાલ
"દીવાકરણ શુધી થવા કરે"

સુભાખીત ભાપણુ કરી લેવાડી હતી. શેઠ જમશેદજીની તરફથી અતરેના આડવોકેટ જનરલે તેનો જવાબ વાલ્યો અને મી૦ ફાફરડની તથા તેની બાનુની સલામતી લેવાડી. એ પછી સઘળાઓ પાછા નાચના ઓરડામા ગયા, અને બામદાદ સુધી ગમત મેલવી છુટા પડયા હતા.[1]

તા૦ ૨૫ મી નવેમબર.

આજ દીને મુબઈના મુખ્ય દેશી રેહવાસીઓએ શેઠ જમશેદજી જીજીભાઈના ઘરેમા એકઠા મલી મી૦ જેમસ હેનરી ફાફરડ કે જે ૧૮ વર્ષ થએર અતરેનો એક જાણીતો વ્યાપારી તથા પછવાડેથી મુબઈનો માજીસ્ટરેટ પણ થયો હતો તેને પોતાને વતન સીધાવતી વેળાએ એક માન પત્ર તથા ૭૦૦) ગીનીની કીમતની "પીસ-આફ-પ્લેટ" ભેટ આપી હતી. શેઠ ધાકજી દાદાજીએ અતરેના આડવોકેટ જનરલને અરજ કરવા ઉપરથી તેણે માન પત્ર બુલંદ અવાજે વાચી સંભલાવ્યુ હતુ, જેનો મી૦ ફાફરડે લાયક રીતે ઉતર વાલ્યા પછી તે મેલાવડો બરખાસ્ત થયો હતો. આ માન પત્રપર નીચના પારસી ગ્રહસ્થોની સહીઓ હતી —[2]

શેઠો ખરશેદજી અરદેસર દાદી, જાંહગીર અરદેશેર દાદી, નવરોજજી જમશેદજી વાડીઆ, ફરામજી કાવશજી બનાજી, જમશેદજી જીજીભાઈ, દાદાભાઈ પેશતનજી વાડીઆ, જાહગીર નશરવાનજી વાડીઆ, હોરમજજી દોરાબજી બનાજી, હીમજી કાવશજી બનાજી, ખરશેદજી કાવશજી બનાજી, ખરશેદજી માણેકજી સરાફ, કાવશજી માણેકજી હાસમાનગના, એદલજી દોરાબજી પારખ, શાપુરજી દોરાબજી પારખ, નવરોજજી કાવશજી નાળીએરવાલા, ફરદુનજી હીમજી પાંડે, ભીખાજી મેહરજીની કંપની, દાદાભાઈ કાવશજી શાએર, બરજોરજી નાનાભાઈ દાવર, એદલજી ખરશેદજી બાકસટર અને છોકરાઓ, નશરવાનજી અને ફરામજી મનચેરજી કામાજી, હોરમજજી બીખાજી ચીનાઈ, બાપુજી પેશતનજી મેહતા, ખરશેદજી જમશેદજી જીજીભાઈ.

તા૦ ૧૦ મી ડીશેમબર.

આજ દીને મુબઈની સરકારના શેકેટરી મી૦ જેમસ ફેરીસનો પારસી પચાત ઉપર એક પત્ર આવ્યો હતો કે નેટીવ સ્કુલ સ્થાપવા સારૂં કંપની સરકારની જામીનગીરી હેઠલ પારસી પચાતના ફંડ મધેથી રૂ૧૩૭૦૪॥૧૮। "નેટીવ એડયુકેશન સોસાઈટી" ના શેક્રેટરી કપતાન જારજ જરવીસને આપવા, અને તેના બદલામાં સરકાર તા૦ ૧ લી આપરેલ ૧૮૨૫ થી વર્ષ ૯ સુધી દર માસે રૂ૧૭૦) લેખે પચાતને આપશે.[3]

તા૦ ૨૧ મી ડીશેમબર.

અતરેની ગોદીમા મીશીઅરસ ફારબસની કંપનીને માટે બધાયલું ૭૪૨ ટણનું મોટું સફરી વાહણ "કેલીડોનીયા" ને પાણીમા ઉતારવાની ક્રિયા આજ દીને રાત્રે ૧૧ વાગે કરવામા આવી હતી. હાનરેબલ મી૦ ગુડવીને ચપીનની બાટલી ફોડયા પછી તે વાહણને સર્વેની ખુશાલીની તાલીઓ વચ્ચે દરીયામા ઉતારવામા આવ્યુ હતુ. તે પછી મુબઈના દરીયાવરી ખાતાના સુપરીનટેનડનટ મી૦ હેનરી મેરીટને વડા માસટર બીલડર શેઠ નવરોજજી જમશેદજી વાડીઆ તથા બીજા માસટર બીલડર શેઠ ખરશેદજી રૂસતમજી વાડીઆને તેમની આ વાહણ બાધવાની કારીગરીને માટે એકેકો શાલ જોડો ભેટ આપ્યો હતો, તથા એક સુભાખીત ભાષણ કરી તેમની ચતુરાઈની ઘણી તારીફ કીધી હતી, તથા જણાવ્યુ કે મુબઈની ગોદીએ વાહણ બાધવાના હુનરમા જે મોટુ નામ મેલવ્યુછે તેને એઓ સારીપેઠે ટકાવી રાખનારછે, તથા શેઠ નવરોજજી પોતાના મરનાર બાપ શેઠ જમશેદજીના રૂડા પગલા ઉપર આલ્યાછે, તે માટે પોતાની તરફની ખુશાલી બતાવી હતી.[4]

આએ વર્ષમાં શેઠ બેહરામજી કાવશજી બનાજીએ મુબઈ મધે મેદાન માહેલા ટાપના કુવાની પાસે સર્વે દાતન સેહેરના ઉપયોગને માટે એક મોટો કુવો બધાવ્યો હતો.[5]

---

૧ બોમબે કુરીઅર, તા૦ ૨૭ મી નવેમબર ૧૮૨૪ આ મેલાવડા માટે "કુરીઅર" મા નીચે પ્રમાણે વિચાર જણાવે છે :—

"We had seldom had an opportunity of witnessing, even in the houses of the first European Gentry in the Island, an entertainment so agreeably and judicious by arranged, as this of Jamsetjee's."

[Bombay Courier, 27th November 1824]

૨ બોમબે કુરીઅર, તા૦ ૨૭ મી નવેમબર ૧૮૨૪.

૩ આ ગરેત પચાતના અકાબરોએ બાહલ રાખી હતી, તથા મજકુર રૂ૧૩૭૦૪॥૧૮। ની સરકાર કંપનીની પુનીતી પચાતના ફંડમાથી વેચાતી લીધી હતી, અને તે રૂપીઆની રકમ તા૦ ૨૨ મી અકટોબર ૧૮૨૪ થીતે તા૦ ૨૦ મી નવેમબર ૧૮૨૫ સુધીનો પચાતના ફંડનો હીસાબ જે તા૦ ૩ જી જુલાઈ ૧૮૨૬ ના "મુબઈના શમાચાર" મા છપાયલોછે તેમાં ઉધારેલી માલમ પડેછે

૪ બોમબે કુરીઅર, તા૦ ૨૫ મી ડીશેમબર ૧૮૨૪

૫ આ કુવો હજીસુધી તે તરફ નવી બધાતી "ફ્રેંડ-ફરેલ સ્કુલ" વાલી ઈમારતની પડોસમા સલામતછે, અને તેની અંદર નીચલી તખ્તી જડેલીછે.—

'This well was built by Byramjee Cursetjee Banajee A D 1824"

"એ કુવો પારશી બેહરામજી કાવશજી બનાજીનાએ ધરમ ખાતે—સને ૧૮૨૦"

# ઈ૦ સ૦ ૧૮૨૫.

આએ વર્ષના "બામ્બે કુરીઅર" માથી નીકળેલાં ઇ ગ્રેજી કાલેનડરમા[1] પારસીઓને લગતી સઘળી ખીના નીચલા ફેરફાર સિવાય આગલા કાલેનડર પ્રમાણેજ હતી.

પારસી વાહણવટીઓની ટીપમા વાહણ "અપરણ કાસ્ટલ" નુ નામ નથી.

"બામ્બે ઇનસુરનશ સોશાઇટી" ના પારસી ભાગીદારોની ટીપમા શેઠો સોરાબજી પેશતનજી પાટક, ધનજીભાઈ ફરામજી બાટલીવાલા અને ફરદુનજી સોરાબજી પારખના નામ એકશ્ટ્રા પ્રોપ્રાઇટર તરીકે ઉમેરાયલાછે.

"બામ્બે લાઇફ ઇનસુરનશ કંપની" ના ભાગીદારોની ટીપમા શેઠ સોરાબજી ફરામજી વાડીઆનુ નામ એક શેરના ભાગીદાર તરીકે ઉમેરાયલુ છે

પારસી દુકાનદારોની ટીપમા દીનશાહ દાદાભાઈ અને નવરોજજી જીવાજીના નામ નથી.

---

તા૦ ૧૫ મી જાનેવારી.

રોજ ૧૫ માહ ૮ (શે૦) ૧૧૯૮ યજદજરદી

આજ દીને સુરત મધે આતશબહેરામના ઉપરાતથી બધાવવા ધારેલા દરેમહેરનો તાણો પુરવાની ક્રિઆ કરવામા આવી હતી.[2] એ ક્રિઆનું જશન પુરૂ થયાબાદ તેજ મીજલસમાં એક બીજા નેક કામની તદબીરી કરવામા આવી હતી. તેની ખીના એમકે સુરત મધે ચોમાસાના દિવસો ઉપર દોખમા તરફ જવાના રસ્તા આગલ રેલના પાણી ભરાઈ રેહવાથી ત્યાથી રવાનોને, તેરવીને લઈ જવાની મોટી મુસીબત પડતી હતી, તે ઉપરથી ત્યાના એક શેહનશાહી બેહદીને પોતાનુ નામ છુપુ રાખી ખરદેઆદાને નામે ઉપલું દોખમું બધાવવાની મેનીજ કરનારાઓમાના એક શેઠ દીનશાહજી એદલજી ધનજી મેહતાનાને રૂ૩૦૦૦) ની રકમ આપી એ ઠેકાણે એક પાકો પુલ બધાવવાની અરજ કીધી તથા તેમા ઉપલી રકમથી વધારે ખરચ થાયતો તેપણ પોતે આપવાની મરજી જણાવી. આ માટેની તદબીરી શેઠ દીનશાહજીએ કરાવ્યાથી સર્વે

---

૧ The Bombay Kalendar and Register for 1825
*Bombay, printed for the Proprietors by Shreecrustna Jaggonathjee*

૨ આ માટે એ દોખમાપર મારેલી તખતીમા નીચે મુજબ લખેલુછે, " . થને ૧૧૯૪ એનદે " જરદી રોજ ૧૫ મા દેમેહર માહ ૪ થો તીર ઇનદ " એ દીને દખમાનો તાણો પુરાયો . "

એ દોખમુ બધાવવાના ઉઘરાણામા સઘળા મલી રૂ૫૪૧૨૯) ભરાયા હતા, જેની ટીપ તા૦ ૨૮ મી નવેમબર ૧૮૨૫ ના મુંબઈના શમાચારમા છાપીછે, જેમાથી નીચલી મોટી રકમો અતરે ટાકીછે.—

૧૦૦૨૫) શેઠ રતનજી માણેકજી એ દીને નામે દા૦ બરજોરજી, ભાઈ રૂસતમજીના કઆરથી
૧૦૦૦૧) શેઠ મનચેરજી જમાસપજી ભાવનગરીને નામે હા૦ શેઠ બહમનજી
૭૦૦૧) મેહરવાનજી રૂસતમજી વખારીઆ
૭૦૦૦) પુણાવાલા મરહુમ મોદી ખુરશેદજી જમશેદજીએ એ દોખમા બાબત સુરતવાલા મોદી ખુરશેદજી ડોશાભાઈ ઊપર મોકલેલા તે મોદીજીએ અજુમનની વતી મીશીઅરસ શરબસની કંપનીમા વીઆજે મેલેલા
૨૦૦૦) વોહોરા ખરશેદજી કુવરજીની વતી મેહરવાનજી તથા દાદાભાઈ
૧૫૦૦) પારખ રતનજી માણેકજી
૧૨૦૧) એદલજી ધનજી મેહતાની વતી દીનશાહ તથા મનચેરશાહ
૧૧૦૦) ફેરદુનજી ધનજીભાઈ એ દીના
૧૦૦૧) આ૦ પેશતનજી જમાસપજી ભાવનગરીની વતી ડોશાભાઈ પેશતનજી ભાવનગરી.
૧૦૦૦) એદલજી કાવસજી શેઠના
૧૦૦૦) જમશેદજી શોરાબજી હોડીવાલાની વતી બરજોરજી તથા ફરામજી તથા દાદાભાઈ
૧૦૦૦) બાઈ સુનાબાઈ તે બરજોરજી રૂસતમજી ચીનાઈના વીધવા
૫૨૫) દાદાભાઈ પેશતનજી.
૫૦૧) મોદી ખુરશેદજી ડોશાભાઈ
૫૦૧) બાઈ હીરાબાઈ બરજોરજીની ધણીઆની
૫૦૦) બાઈ કુવરબાઈ તે મનચેરજી જમાસપજી ભાવનગરીના વીધવા
૫૦૦) આ૦ શોરાબજી બેહરામજી છીબડાના
૪૦૧) પેશતનજી કુવરજી રાનજી
૪૦૦) માણેકજી દાદાભાઈ હાદડીઆ (એ દીના)
૪૦૦) રતનજી છીબડા પીઠાવાલા
૩૫૧) ખરશેદજી ભીખાજી અરમાનીના દલાલ
૩૫૦) મોદી હોરમજજી ભીમજીને નામે
૩૪૦) પારખ હીરજી જીવણજીને નામે.
૩૦૦) હોરમજજી ફરામજી કરનાએકવાલા
૨૫૧) કુવરજી માણેકજી
૨૫૦) પેશતનજી રૂસતમજી માકીદલાલના
૨૨૫) નશરવાનજી ફરામજી હીરામાણેકના
૨૦૧) માણેકજી શેરીઆરજી, મી૦ કરીવાલા
૨૦૧) માણેકજી થબાવોરા
બાકીની રકમો રૂ૨૦૦) ની અદરછે

અજુમને એ છુપે નામે રૂપીઆ આપનાર ધણી ઉપર આફરીન કીધી.[1]

---

તા૦ ૧૯ મી ફેબરવારી.

રોજ ૨૦ માહ ૫ (યઝ૦) ૧૧૯૪ યજદજરદી.

આજ દીને સુરત મધે ભનથાંણા આગલ નોશારીઆ સાથને માટે અજુમનના ઉધરાતથી બધાવવા ધારેલા નવાં દોખમાનો તાણો પુરવાની ક્રિઆ કરવામા આવી હતી. આ વેળાએ સુરતનું પુશ્કળ લોક એકઠું મલ્યુ હતુ, તથા નવસારીથી પણ ૫૦૦) ગાલીઓ લોકથી ભરેલી આવી હતી, જેમા દસ્તૂરજી, દેશાઇજીઓ, તથા સર્વે અજુમન શામેલ હતુ. સઘળી ક્રિઆ નવસારીવાલા વડા દસ્તૂર રૂસતમજી નશરવાનજી મેહરજી રાણાનાં ઉપરીપણા હેઠલ થઈ હતી.[2]

---

તા૦ ૧૧ મી મારચ.

રોજ ૧૦ માહ ૬ (યઝ૦) ૧૧૯૪ યજદજરદી.

**મરણ**—એદલજી સોરાબજી પારખ—ઉમર વર્ષ ૫૫) શેઠ શોરાબજી એદલજી પારખના બીજા દીકરા. એવણ અતરેના એક જાણીતા બેપારી હતા, તથા પોતાના ભાઇઓ શેઠો માણેકજી તથા શાપુરજી અને શા૦ તલસીદાસ કાહાનદાસ સાથે રાસ્તમાં "માણેકજી તલસીદાસ" ની કંપનીને નામે ચીન તથા બીજા દેશાવરો ખાતેનો મોટો બેપાર ચલાવતા હતા. આ માટે એવણની પેહડીના "હોબન" અને "કારનવાલ" નામના બે સફરી વાહાણો હતા. એવણનુ મરણ અચાનુક નીપજ્યુ હતુ.

---

તા૦ ૧૪ મી મારચ.

રોજ ૧૩ માહ ૬ (યઝ૦) ૧૧૯૪ યજદજરદી.

**મરણ**—ડોશાભાઈ બહમનજી શેઠના[3]—ઉમર વર્ષ ૪૫) શેઠ બહમનજી નાનાભાઈ શેઠનાના વડા દીકરા. એવણે પોતાના બાપના મરણબાદ તેમનો પરચુરણ બેપાર ચલાવતા હતા.

---

તા૦ ૧૫ મી આપરેલ.

આજ દીને મુબઈના મુખ્ય દેશી રેહવાસીઓએ અતરેના એક જાણીતા સરકારી ઓહદેદાર લફટનંટ કરનલ વીલ્યમ બ્રુક્સ કે જેણે સીવીલ-આરકીટેક્ટ, સુપરીનટેનડીંગ ઇનજીનીયર, સુપરીનટેનડન્ટ ઑફ-રીપેરસ, વગેરેના ઓધ્ધાઓ ૪૨ વર્ષની લાંબી મુદત સુધી અતરે ચલાવ્યા હતા, તેને પોતાને વતન સીધાવતી વેળાએ એક માનપત્ર તથા ૫૦૦) પાંઉડની કીમતની "પીસ-ઑફ-પ્લેટ" ભેટ આપી હતી. આ માનપત્ર પર નીચલા પારસીઓની શહીઓ હતી.[4]

શેઠો હોરમજજી બહમનજી વાડીઆ, હોરમજજી બહમનજી શેઠ, દાદાભાઈ પેશતનજી વાડીઆ, શોરાબજી કાવશજી પટેલ, જમશેદજી જીજીભાઈ, ખરશેદજી માણેકજી સરાફ, ભીખાજી મેહરજીની કંપની, ખરશેદજી અને જાહગીર અરદેશર દાદી, જાહગીર અને નવરોજજી નશરવાનજી વાડીઆ, લીમજી ભીખાજીની કંપની, ફ્રેમશર શોરાબજી રેડીમની, દાદાભાઈ કાવશજી થામ્બેર, ફરામજી કાવશજી બનાજી, ખરશેદજી કાવશજી બનાજી, હોરમજજી દોરાબજી લશકરી. જાંહગીર ફરામજી નાનાભાઈ દાવર, મેહરવાનજી નવરોજજી માણેકજી, મનચેરજી ફરદુનજી વજીફદાર, પેશતનજી ભીખાજી પાંડે, હીરજી નવરોજજી હીરામાણેકના, કાવશજી માણેકજી હામ્બખનાના, નવરોજજી કાવશજી નાળીએરવાલા, ફરામજી બહમનજી સરાફ, ડોશાભાઈ ખરશેદજીની કંપની, ડોશાભાઈ કુવરજી બનાજી, શાપુરજી પેસ્તનજી મેહતા, હોરમજજી ખરશેદજી સરાફ, બમનજીરજી નાનાભાઈ દાવર, ફરદુનજી શોરાબજી પારખ, લીમજી કાવશજી બનાજી.

---

તા૦ ૨૯ મી આપરેલ.

રોજ ૨૯ માહ ૭ (યઝ૦) ૧૧૯૮ યજદજરદી.

આજ દીને પુણા મધે શેઠ શોરાબજી રતનજી પટેલે બધાવવા માંડેલુ દોખમુ તૈયાર થવાથી તેને ઇજવાની ક્રિઆ કરવામા આવી હતી. એ ક્રિઆ પુરી થયા પછી મુબઈની પચાત તરફથી એક માનપત્ર તથા શાલજોડા

---

[1] મુબઈના સમાચાર, તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૨૫

આ રૂપીઆ છુપે નામે આપનાર ધણી તે સુરતવાલા શેઠ એદલજી કાવશજી શેઠના હતા, અને એ દોખમુ પાકો ચુનો કમાનનો બાધવામા આવ્યો હતો, જે ઊપર એકદર ખરચ ૩૪૨૭૭—૧૩—૮ પાઇનો પડયો હતો તે એ શેઠના ચોપડામા ઊતારેલો માલમ પડે છે

[2] મુબઈના સમાચાર, તા૦ ૧૪ મી મારચ ૧૮૨૫

[3] શેઠ પાલણજી ફરામજી શેઠના અથવા દુબાશના બાપાવા એવણના એક ભાઈ અરદેશર પઈઆશેઠને નામે જણાયલા હતા એમના બાવા શેઠ બહમનજી નાહનાભાઇ પોતાના ભાઇઓ શેઠો શોરાબજી, રૂસતમજી, તથા ખરશેદજીની સાથે મલી નાહનાભાઇ બહમનજી શેઠના છોકરાઓને નામે પરચુરણ રોજગાર અતરે ચલાવતા હતા એઓ સઘળાઓ ઘણા એકમાર્ગી સ્વભાવના હતા, એઓમા વડા ભાઈ શેઠ શોરાબજી નાહનાભાઇ અતરે પારસીઓમા વધારે જાણીતા હતા

[4] બોમ્બે કુરીઅર, તા૦ ૨૬ મી આપરેલ ૧૮૨૫

શેઠ દોરાબજી માણેકજી ચીનાઈ તથા રૂસતમજી મેહેરવાનજી શુમેદારની મારફતે મોકલાવ્યો હતો તે બીજલસમા શેઠ સોરાબજીને ભેટ આપવામા આવ્યો હતો. એ માન પત્રમા લખ્યુ હતું કે હમારી તરફથી શેઠ ખરશેદજી માણેકજી મગાફ ઉપલો શાલજોડો તથા માનપત્ર લઇને પુણે આવનાર હતા, પણ તેવણને કાંઈ કામસર અટકાવ થવાથી અવાઈ શકાયુ નહિ એ પછી ત્યાં હાજર થયના સર્વે જરથોસ્તીઓને નેઆતનુ જમન જમાડવામા આવ્યુ હતુ.[1]

---

તા૦ ૧૫ મી મેએ.

રોજ ૧૫ માહ ૯ (કે૦) ૧૧૯૪ યજદજરદી

**મરણ**—બેહરામજી ફરદુનજી લશકરી[2]—ઉમર વર્ષ ૮૦) શેઠ દોરાબજી ફરદુનજી લશકરીના ભાઈ. એવણ "બેહરાઈ લશકરી" ને નામે ઓળખાતા હતા. પોતાના વખત પ્રમાણે સારી ઇંગ્રેજી કેળવણી પામી અતરેની "કમીસરીએટ" આફીસમા પોતાના વડા ભાઈ શેઠ દોરાબજીની સાથે હીસાબ રાખવાના ખાતામા ચાકરી રહ્યા હતા. ત્યાથી ઈ૦ સ૦ ૧૭૮૦ માં ટીપુ સુલતાનના બાપ મીર હૈધર સાથની બીજીવારની લડાઈની વખતે એ બંને ભાઇઓને સરકાર તરફથી લશ્કર ખાતાની ખોરાકી, વગેરેનો હીસાબ રાખવા માટે માઇસોર તરફ મોકલ્યા હતા. આથી એ બંને ભાઇઓની અટક "લશકરી" કરીને પડી હતી. એ પછી એવણે કમીસરીએટ ખાતામાજ લાંબી મુદત કાઢી જઇફીએ પોહચ્યા બાદ પેનશન લઈ પોતાનો ઓહ્દો છોડયો હતો.

---

તા૦ ૧ લી જુન.

આજ દીને મજગામ મધે નવાબના તળાવ તરફ જવાના રસ્તા ઉપર શેઠ નવરોજજી રૂસતમજી નાદરશાહએ એક મોટો કુવો બંધાવી લોકોને ધર્મખાતે વાપરવાને ખુલ્લો મુક્યો હતો.[3]

---

તા૦ ૧૦ મી જુન.

રોજ ૧૧ માહ ૧૦ (કે૦) ૧૧૯૪ યજદજરદી

**મરણ**—દોરાબજી મેહેરજી[4]—ઉમર વર્ષ ૭૦) શેઠ ભીખાજી મેહેરજીના ભાઈ. એવણ "દોલી મેહેરજી" ને નામે ઓળખાતા હતા, તથા પોતાના ભાઇઓ શેઠ ભીખાજી, નવરોજજી અને હીરજીની સાથે રાસ ખાતામા ઇંગ્રેજ બજારમાની "ભીખાજી મેહેરજીની કંપની" ને નામની મોટી વીલાયતી સામાનની દુકાન ચલાવતા હતા, તે પછી તા૦ ૯ મી મારચ ૧૮૨૦ થી સઘળા ભાઇઓ પોતાકી ફાલો ચુકવી લઈ છુટા પડયા હતા.

---

તા૦ ૧૭ મી જુન.

રોજ ૧૯ માહ ૯ (શે૦) ૧૧૯૪ યજદજરદી

**મરણ**—નવરવાનજી રૂસતમજી જવાવાલા[5]—ઉમર વર્ષ ૫૨) શેઠ રૂસતમજી રતનજી જવાવાલાના દી-

---

[1] મુંબઈના શમાચાર, તા૦ ૯ મી મેએ ૧૮૨૫

આ દોખમાની સામેની શગડી ઉપર નીચલી તખ્તી મારેલીછે —

" શવત ૧૮૮૧ ના વરખે ચૈત્ર શુદી ૯ રવેઊ,
" પારસી રોજ ૨૬ આશતાદ માહ ૬ શેહેરેવર શને
" એજદેજરદી ૧૧૯૪ એ દીને પારસી શ્રીપ નેકનામી
" શોહોરાબજી રતનજી પટેલ પોતે પોતાના સવાબને વાસતે
" શ્રી માજદઈઅસનીઓના રવાનોને આરામેશને વાસતે
" એ દખમુ બનાવીઊ છે શહી "

ઉપલી તખ્તીમાં એ દોખમુ ઈજવાનુ કામ શરૂ થયુ તે દિવસ લખેલોછે એ દોખમુ પરશાવાની ક્રિઆમા શામેલ થવાને શેઠ શોરાબજીએ તા૦ ૪ થી આપરેલ ૧૮૨૫ ના મુંબઈ શમાચારમા જાહેર ખબરે છપાવી સર્વે દેશાવરોના જરથોસ્તીઓને અરજ કીધી હતી એને લગતી સઘળી ક્રિઆ મુંબઈથી ગયલા દસ્તુર જમાસપજી એદલજી બમાસ્પ આશાના ઉપરીપણા હેઠળ થઈ હતી વળી એ ક્રિઆમા શામેલ થવાને મુંબઈથી પુણે ગયલા બે જરથોસ્તીઓ શેઠો રૂસતમજી મેહેરવાનજી શોબેદાર તથા નવરોજજી નશરવાનજી ધીશતા એઓએ પુણા મધે જરથોસ્તી મુસાફરોના ઉતારાને કીજે પોતાને ખરચે એક ધર્મશાલા તથા કુવો બંધાવવાને ત્યાના ચાર ગ્રહસથોને સોંપ્યુ હતુ તે ધર્મશાળાનુ કામ તા૦ ૧૭ મી મેએ ૧૮૨૫ થી શરૂ થયુ હતુ, અને તે બંધાવવા પાછળ સઘળી મેહનત ત્યાના એક વ્યાપારી આ૦ પેશતનજી શોરાબજી (પછવાડેથી ખાનબાહદૂર) એ કીધી હતી એવુ તા૦ ૨૦ મી જુન ૧૮૨૫ના મુંબઈના શમાચારમા પુણેથી એક ખબર પત્રીએ લખી મોકલ્યુ હતુ

[2] મુંબઈની માજી સુપરીમ કોરટના જાણીતા દુભાશીઆ મરહુમ શેઠ અરદેશર બેહરામજી લશકરીના બાવા

[3] એ કુવાપર નીચે મુજબ તખ્તી મારેલીછે.—

" નવરોજી રૂશતમજી નાદરશાહે કુવો પોતાના
" પઈશાએ બાંધીછે ધરમખાતે લોકોને પાણી ભરવા
" હે જગો શેઠજી પેશતનજી બમનજી વાડીઆજીના
" વારશદાર હે જગો ધરમખાતે કુવો બાંધવા આપીછે
" તારીખ ૧ જુન શને ૧૮૨૫ અંગરેજી "

[4] શેઠ સોરાબજી પાલણજી દોલીમેહરજીના બપાવા

[5] એવણના બાવા શેઠ રૂસતમજી રતનજી જવાવાળા પોતાના બાપની જુની શેક્રેટરીએટની સામેની પુરાતમ દુકાન ઈ૦ સ૦ ૧૭૯૪ મા તેમના મરણ પછી પોતાના ભાઇઓ શેઠ કુવરજી, રોનજી તથા હીરજીભાઈની સાથે મળી ચલાવતા હતા

કરી. એવણે પોતાના કાકાઓથી છુટા પડી ૪ ગ્રેંજ બજારમાં જુદી દુકાન કાઢી વીનાયતી સામાણ તથા દારૂ-કામનો વ્યાપાર મોટા પાયા ઉપર ચનાવ્યો હતો. પછ-વાડેથી તેમા એમને કેટલુ ક નુકસાન ગયુ હતુ.

---

તા૦ ૧૯ મી જુન.

રોજ ૨૦ માહ ૯ (શે૦) ૧૧૯૪ યજદજરદી.

**મરણ**—નશરવાનજી જમુજી[2]—ઉમર વર્ષ (૫) એવણ "નશના જમુજી" ના નામથી અતરેના પારસી-ઓમા ઓળખાતા હતા, તથા ચીન તરફનો મોટો વ્યાપાર કરતા હતા. આ માટે એઓએ બે વહાણનાર ત્યાંની સફરો પણ કીધી હતી.

---

તા૦ ૨ જી જુનાઈ.

રોજ ૩ માહ ૧૦ (શે૦) ૧૧૯૪ યજદજરદી.

**મરણ**—નવરોજજી કાવશજી નાળીએરવાલા—ઉમર વર્ષ ૭૫) શેઠ કાવશજી રૂસતમજી નાળીએરવા-લાના ચોથા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૭૭૨ મા અત-રેથી કલકતે ગયા હતા, અને પોતાના નાના ભાઈ શેઠ પેશતનજીની મારફતે અતરેથી માલ મગાવી વ્યાપાર કરવા માંડયો હતો. તે પછી મુંબઈ આવી કોરતાઓ બણીનો વ્યાપાર કરવા લાગા. તરાવનકોરના રાજા રામરાજના આસરા તલે એવણે "આલપાઈ" ના બંદ-રની મારફતે મનબાર કોસ્તા બણીનો મોટો વ્યાપાર ચનાવ્યો હતો, તથા ત્યાના ગામોમા વ્યાપારી પેહડીઓ સ્થાપી હતી. એ ઉપરાંત ત્યાથી ઈસ્ટ ઇડીઆ કંપનીના વાહણોને માટે વાગની લાકડા મુંબઈ ખાતે પુરા પાડવાનુ કંત્રાકટ લીધુ હતુ. આલપાઈમા એવણે એક દેરાસુ તથા દરેમેહર બનાવ્યા હતા,[2] તથા મુંબઈમા ગાયના રસ્તાપર એક દરેમેહર બધાવી તે તા૦ ૩ જી જુનાઈ ૧૮૨૨ ને દીને પાક કીધી હતી. એવણનુ "નવરોજ બાનરમેન" નામે એક મોટું સફરી વાહણ હતુ. એવણ મુંબઈમા મરણ પામ્યા હતા.

તા૦ ૩ જી જુનાઈ.

રોજ ૪ માહ ૧૦ (શે૦) ૧૧૯૪ યજદજરદી.

**મરણ**—શાપુરજી બરજોરજી વાડીઆ[3]—ઉમર વર્ષ ૬૦) એવણ સુરત મધે વાહણ બાધવાનો જે ઠેકો હતો તે ઉપર વાહણો બાધવાનુ તથા તેમની મરામત કરવાનુ કામ કરતા હતા.

---

તા૦ ૧૩ મી જુનાઈ.

ઈ૦ સ૦ ૧૮૧૬ મા તા૦ ૮ મી જુને મુંબઈના સઘળા દેશી રેહવાસીઓએ જે જાહેર ફંડ અતરેના લોર્ડ ઉપર સરકાર દરબારનો જુનમ હોય તે બાબે મંગ-લાદ ફરીયાદ લખી મોકલવાને માટે સ્થાપ્યુ હતુ તે ફંડનુ કામ કેટલાક વર્ષ સુધી ચાલ્યા પછી આએ વર્ષમાં સર્વેએ મળી એવો ઠેડાવ કીધો કે તે ફંડના મુદ્દલ નાણાં ધણી ધણીને પાછાં આપવા, અને તેના વ્યાજમાથી ખરચ બાદ કરતા પારસીની કોમના વ્યાજ સાથે જે કાંઈ નાણાં બાકી રહ્યા હોય તે પારસી પંચાતના સાર ત્ર-સ્ટીઓને સોપવા—આ બાબે તે વખત ઠરીઆ મુજબ પારસીઓની પરવાનગી લઈને રૂ૧૧૯૫૪૭ આજ દીને પારસી પંચાતના જનરલ ફંડ ખાતે ટ્રસ્ટીઓને સ્વાધીન કીધા હતા.[4]

---

તા ૨૬ મી જુનાઈ.

રોજ ૨૭ માહ ૧૦ (શે૦) ૧૧૯૪ યજદજરદી.

**મરણ**—કાવશજી નસુજી ચીનીમીની—ઉમર વર્ષ ૫૫) એવણ સુરતમા જ્યારે વલંદા તથા ફરંગીઓની કોઠીઓ હતી, ત્યારે ત્યાના સોદાગરો સાથે જવાહેર તથા કાપડનો વ્યાપાર કરતા હતા, અને તેમા એક મોટી પુંજી મેળવી હતી.

---

[2] એવણના એક ભાઈ બરજોરજી જમુજી કરી હતા, તેઓ પણ પોતાના ભાઈની સાથે ચીનના વ્યાપારમા સામેલ હતા. એઓના બાવા જમુજી કાહનજી કલીઆણેથી અતરે આવેલા હતા, અને સુ ધધો કરતા હતા તેનો પતો મળતો નથી.

[2] આ દેરાસુ તથા દરેમેહર કેહડે ડે આજદાઈમા હજુસુધી સલામતછે, પણ તેમને પરડયાના દાહડા વારનો કશો પતો મળતો નથી.

[3] મુંબઈવાલા જાણીતા શેઠ બરજોરજી રતનજી પારખના બાવા. એવણના ત્રણ દીકરાઓ, તેમા વડા અતરેવાલા આગળ જાણીતા વ્યાપારી તથા મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટના સાસરા શેઠ રતનજી શોરા-બજી પારખ હતા. બીજા શેઠ માણેકજી (તે સુરતવાલા મરહુમ શેઠ બેહરામજી માણેકજી વાડીઆના બાવા) પણ પોતાના બાપની સાથે વાહણ બાંધવાનુ કામ કરતા હતા. તેવણે "જમશેદજી જીજીભાઈ" તથા "બપારામ દયારામ" નામે બે વાહણો સુરત મધે બાંધ્યા હતા. ત્રિજા શેઠ એદલજી (તે સુરતવાલા શેઠ શોરાબજી એદલજી વાડી-આના બાવા) વ્યાપાર વણજમા પડેલા હતા.

[4] આ રૂ૧૧૯૫૪૭ ની રકમ તા૦ ૨૨ મી અક-ટોબર ૧૮૨૪ થી તે તા૦ ૧૦ મી નવેમ્બર ૧૮૨૫ સુધીનો પંચાતના ફંડનો હીસાબ જે તા૦ ૩ જી જુનાઈ ૧૮૨૬ ના "મુંબઈના સમાચાર" મા છપાયલોછે તેમાં જમે કરેલી માલમ પડેછે.

તા૦ ૮ મી આગસ્ટ.

મુંબઈની પારસી પંચાતના ફંડનો તા૦ ૧ લી આપરેલ ૧૮૨૪ થીતે તા૦ ૨૨ મી અકટોબર ૧૮૨૪ સુધીનો હીસાબ આજના "મુંબઈના સમાચાર" મા તરસ્ટીઓએ છપાવી પરગટ કર્યોછે. તેમાથી જોવામા આવેછે કે છેલા હીસાબની બાકીના રૂ૩૨૩૧૩ાાા૪ ઉપરાંત આએ સાત માસમા પંચાતના ફંડ ખાતે રૂ૯૬૫૯ાા૪૮ા ની આવક થઈ હતી, અને ખરચ કુલ રૂ૧૬૯૭ાાા૨ થયો હતો, જે બાદ કરતા તરસ્ટીઓના હસ્તકમા રૂ૩૧૦૯૯ાા૨૦ા બાકી હતા.

તા૦ ૨ જી સપટેમબર.

રોજ ૫ માહ ૧૨ (યઝ૦) ૧૧૯૪ યજદજરદી

**મરણ**—નવરોજજી નશરવાનજી વીછતા[1]—ઉમર વર્ષ ૬૮) ગજમવાલા શેઠ નશરવાનજી મનચેરજી વીછતાના દીકરા. એવણને લાંબી મુદત સુધી પોતાના બાપની મીલકતને લગતા જાણીતા દાવામા ગુંથાવુ પડયુ હતુ. તે પછી શેઠ ફરામજી કાવશજી બનાજીની સાહેતા લેઇને થોડોક વ્યાપાર કરતા હતા. આએજ વર્ષમા પુણા મધે એવણે એક ધર્મશાલા બંધાવવા માંડી હતી.

તા૦ ૮ થી સપટેમબર

રોજ ૭ માહ ૧૨ (યઝ૦) ૧૧૯૪ યજદજરદી.

**મરણ**—શોરાબજી કાવશજી પટેલ—ઉમર વર્ષ ૫૮) શેઠ કાવશજી રૂસતમજી પટેલના વડા દીકરા. એવણને પોતાના કાકા શેઠ દોરાબજી રૂસતમજી પટેલના ઈ૦ સ૦ ૧૮૦૪ મા મરણ પછી મુંબઈના ગવરનર હાનરેબલ જોનાથન ડંકને એવણના વડવાઓની પટેલાઈનો મુદ્રજો અખત્યાર આપ્યો હતો, કે જેમા મજગામ, મેહમ, વરલી, ધારાવી, શીવ, શીનરી, માગી તથા કેવલી મેહમના કોલીઓપરના સરકારી કરો; તેમજ કોટ, ડુંગરી, મજગામ, ગીરગામ, વાલકેશર, મા હલક્ષમી, વરલી, મેહમ ઇત્યાદિ જગાઓની બાગની જમીનનુ મેહસુલ વસુલ કરવાના કામો હતા. એ ઉપરાંત દેશાવરો ખાતેથી નામદાર ઇસ્ટ ઇંડીઆ કમપનીનો રૂ, લાકડા, ઇત્યાદિ સામાણ અતરે લાવવાને તથા વગર અને તેના અસબાબને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લાવ નઈજા કરવાને માટે "બોટ" તથા "તનેજો" પુરી પાડવાને વગરુ એવણના વડવાઓને મોટુ સરકારી કંત્રાક્ટ એવણ ચલાવતા હતા, અને તે મનપતીજ ભરી રીતે બજાવાને લીધે એવણને સતાવાનાઓ તરફથી વારંવાર શાબાશી મલયા કીધી હતી. એવણ અતરે તથા દેશાવરો ખાતેનો ઘણોક વ્યાપાર કરતા હતા, તથા તે માટે "એડમનસટન" નામનુ એક સફરી વાહણ પણ હતુ

તા૦ ૨૩ મી સપટેમબર.

રોજ ૨૬ માહ ૧૨ (યઝ૦) ૧૧૯૪ યજદજરદી

**મરણ**—નવરોજજી રૂસતમજી શેઠજી[2]—ઉમર વર્ષ ૭૫) એવણ "નવલાઈ શેઠજી" ના નામથી અતરેના પારસીઓમાં જાણીતા હતા. પેહલવેહલી એવણે ઈ૦ સ૦ ૧૭૮૦ થી અતરેના પારસી બજારમા સરાફની

[1] મુંબઈવાલા શેઠ નશરવાનજી રતનજી વીછતા (મીશીઅરસ વીનીસની કંપનીવાલા) ના બાપાવા એવણના બાવા શેઠ નશરવાનજી મનચેરજી વીછતા તથા કાકા શેઠ ખરશેદજી મનચેરજી વીછતા બગદાજમા આવેલા ગમબમના શેહેર ખાતે મોટો વ્યાપાર ચલાવતા હતા, તથા ત્યાના હાકેમ તરફથી એઓને કાંઈ ઓહદો તથા જાગીર ઇનામમા મલેલી હતી એઓના એક ભાઈ શેઠ માણેકજી મનચેરજી વીછતા (તે મજકુર શેઠ નશરવાનજી વીનીસવાલાના બાપાવા) મુંબઈ ખાતે પોતાના ભાઈઓની વ્યાપારની આડત કરતા હતા મજકુર બંને ભાઈઓના મરણ પણ ગમબમ ખાતેજ નીપજયા હતા તેઓમાના વડા શેઠ નશરવાનજીના ઈ૦ સ૦ ૧૮૦૩ મા મરણ પછી તેમની મીલકતના વારસાના સબંધમા એક મોટો મુકદમો અતરેની રીકારડર કોરટમા ઉભો થયો હતો તે એમકે ગમબમ ખાતે શેઠ નશરવાનજીને ત્યાં બીજી જાતની ઓરતને પેટનો એક બેટો હતો, તેણે એવણની મીલકત ઉપર પોતાનો દાવો ઉઠાવ્યો બીજી ગમથી એમના પરણી બાયડીને પેટના દીકરા મજકુર શેઠ નવરોજજીએ વાંધો લીધો કે એક પારસીની મીલકત ઉપર તેના પરાઈ ઓરતના સબંધમા થયલા ફરજંદનો કસ્સો હક નથી આ મુકદમો ઘણા દીવસ સુધી ચાલ્યો. તથા તેમા અતરેના પારસી આગેવાનો, દસ્તુરો, વગેરેની શાક્ષી લઇ રીકારડરે પરણી બાયડીને પેટના છોકરા શેઠ નવરોજજીની તરફેણમા ચુકાદો આપ્યો આ ઉપરથી સામી બાજુવાલાઓએ ઇંગલાંડ ખાતે "કીંગ ઇન કોનસીલ" નેજ અપીલ કીધી હતી, જયાથી એવો ફેસલો થઈ આયો હતો કે પારસીઓમા વારસા હીસ્સાના ઓકસ નીયમો ન હોવાથી પરાઈ જાતની ઓરતને પેટના બચ્ચાનો પણ પોતાના પારસી બાપની મીલકતમાથી હીસ્સો પડવો જોઈએ, અને તે મુજબ રૂ૪૦૦૦૦) ને આસરેની રકમ તે છોકરાના ભરણ પોષણને માટે મીશીઅરસ શારબસની કંપનીમા એમાનત રખાવી હતી આ ચુકાદાથી અતરેના પારસીઓમા મોટો ગભરાટ ઉપજયો હતો, અને તેઓ એ ઉપરથી પોતાને લગતો વારસા હીસ્સાનો કાંઈ ધારો સરકાર તરફથી બંધાવવાની પેરવીમા રહયા હતા

[2] શેઠ હોરમજજી મેહરવાનજી નવલાઈ શેઠજીના બાપાવા એવણના બાવા શેઠ રૂસતમજી શેઠજી પ્રથમમા સુરત મધે કોઈ મુસલમાન શેઠની નોકરીમા હતા, તે ઉપરથી શેઠજી કરી અટક પડી હતી એ પછી તેઓ અતરે મુંબઈમા આવી વસ્યા હતા.

# ઈ૦ સ૦ ૧૮૨૬.

આએ વર્ષના "બોમ્બે કુરીઅર" માથી નીકલેલાં અંગ્રેજી કાલેનડરમાં[1] પારસીઓને લગતી સઘળી બીના નીચલા ફેરફાર સિવાય આગલા કાલેનડર પ્રમાણેજ હતી.

સુપ્રીમકોરટના પારસી દુભાશીઆ તરીકે શેઠ પેશતનજી એદલજી પાટકને બદલે શેઠ અરદેશર બેહરામજી લશકરીનુ નામછે.

પારસી વાહણવટીઓની ટીપમા વાહણ "કાઉનટેસ ઑફ લંડન" નુ નામ નથી, અને વાહણ "મીલફોરડ" એબના શેઠ દાદાભાઈ પેશતનજી વાડીઆના નામપરછે.

"બાંમ્બે ઈનસુરનસ સોસાઈટી" ના પારસી ભાગીદારોની ટીપમા શેઠો માણેકજી તથા એદલજી સોરાબજી પારખને બદલે શેઠ બાપુરજી સોરાબજી પારખનુ નામછે.

"નવી બોમ્બે ઈનસુરનસ સોસાઈટી" ના પારસી ભાગીદારોની ટીપમા શેઠ રતનજી બહમનજી વાડીઆ અને શેઠ અરદેસર ફરામજી વાડીઆના નામ નથી, તથા તેમને બદલે શેઠો બહમનજી, રૂસતમજી, અને અરદેસર હોરમજજી વાડીઆ અને મેહરવાનજી હીરજીભાઈ વાડીઆના નામ ઉમેરાયાછે.

પારસી બ્યાપારીઓની ટીપમા શેઠ બહમનજી હોરમજજી વાડીઆનુ નામ ઉમેરાયુ છે.

---

### તા૦ ૧ લી જાનેવારી

ઈષ્ટ ઈંડીઆ કંપનીનો સોલીશીટર મી૦ ડબલ્યુ. એ. મારગેન, લાંબી મુદત સુધી ઉપલો ઓધ્ધો બજાવી પોતાને વતન સીધાવનાર હોવાથી આજ દીને મુંબઈના મુખ્ય દેશી બ્યાપારીઓ, સરાફો તથા દુકાનદારોએ તેને એક માન પત્ર આપ્યુ હતુ, જે ઉપર નીચના પારસીઓની સહીઓ હતી.[2]

શેઠો હોરમજજી બહમનજી વાડીઆ, ફરામજી કાવસજી બનાજી, જમશેદજી જીજીભાઈ, ખરશેદજી અરદેસર દાદી, જાંગીરજી અરદેસર દાદી, હોરમજજી દોરાબજી લશકરી, ખરશેદજી માણેકજી સરાફ, ફરદુનજી સોરાબજી પાંડે, જાંગીરજી નશરવાનજી વાડીઆ, હોરમસજી ધનજી પટેલ, ખરશેદજી રૂસતમજી વાડીઆ, કાવસજી માણેકજી હામબરગર, નવરોજજી માણેકજી બાકુપવાલા (લશકરી), ભીખાજી મેહરજીની કંપની, દાદાભાઈ પેશતનજી વાડીઆ, ખરશેદજી કાવસજી બનાજી, પેશતનજી ભીખાજી પાંડે, દાદાભાઈ કાવસજી શાહેર, એદલજી ખરશેદજી (બાખસટર) ના છોકરાઓ, બરજોરજી નાનાભાઈ દાવર.

---

### તા૦ ૧૫ મી જાનેવારી.

આજ દીને નીચલા ઉતારૂઓ કતાન ખાતેથી વાહણ "લવજી ફેમીલી" માં સવાર થઈને મુંબઈ આવ્યા હતા. તેઓની સફરમા તે વાહણના કપતાન વીલ્યમ લુઈસે ઘણી મેહેરત કર્યાથી તેના બાંડમા કીનારે ઉતરતી વેળાએ તેઓએ તેને એક સોનાનુ ઘડીઆલ ઘટતો ઉપકાર પત્ર લખી ભેટ કીધુ હતુ. આ પત્ર ઉપર નીચલા ૧૦ ઉતારૂઓની શહીઓ હતી.[3]

શેઠો અરદેસર ફરામજી વાડીઆ, નશરવાનજી હોરમજજી કામા, જમુજી નશરવાનજી, રતનજી બેહરામજી નગત, પેશતનજી કાવસજી શેઠના, હોરમજજી બહમનજી, એદલજી ફરદુનજી બબાતા, નશરવાનજી ભીમજી, ગુલામહસન સરીફ, મુસાજી ખાનજી.

---

### તા૦ ૧૮ મી જાનેવારી.

આજ દીને સુરત મધે ત્યાના અંગ્રેજી એજંટે મુંબઈની સરકારના હોકમથી એક મોટી દરબાર ભરી ખાનસાહેબ અરદેસર ધનજીશાહને તેઓએ સરકારની બજાવેલી કીમતી નોકરીઓને માટે એક સુંદર ખેલાત ભેટ આપ્યો હતો, તથા પાલકી, ચોબદાર, ચમર, હલકી, શીંગો, વગેરે અસબાબ એનાયત કીધો હતો. આ વેળાએ દરબારમા મોટી ઠઠ મળી હતી, જેઓમા વાશદાનો ગજ઼ ઉદેશ ગજી, સુરતના નવાબ મીર અફજલોદીન ખાન બાહદુર, તથા બીજા ઘણા આગેવાનો બીરાજ્યા હતા કલેકટરે ખેલાત ભેટ કરતી વેળાએ સરકાર તરફનુ એક જાહેરનામુ વાંચી સંભળાવ્યુ હતુ, જેમા શેઠ અરદેસરની ઘણી સ્તુતી કરેલી હતી એ પછે એઓના ભાઈ ખાનસાહેબ શીરોજશાહ ધનજીશાહને પણ એક શાલ જોડા તથા બે કીનખાબના તાકા ભેટ કરવામા આવ્યા હતા. આ પ્રસંગે સુરતના ૮૦૦ મુખ્ય રેહવાસીઓની સહીનો એક પત્ર અંગ્રેજી એજંટ ઉપર આવ્યો હતો, જેમા તેઓએ પોતાના નામીચા શેહરી શેઠ અરદેસરે રૈયતની સુખાકારી અને સલામતીને વાસ્તે જે મેહનત લીધી તેની નામદાર સરકારે આવી ઉતમ રીતે કદર પીછાણી તે માટેનો પોતાનો સંતોષ તથા ખુશાલી જણાવી હતી. એ પછી સઘળી મીજલસ એક સરઘસના આકારમા શેઠ અરદેસરને તેમના મકાનપેર મુકવાને ગઈ હતી.[4]

---

1 The Bombay Calendar and Register for 1826. *Bombay Courier Press*

૨ બોમ્બે કુરીઅર, તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૨૬

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૨૬

૪ મુંબઈના સમાચાર, તા૦ ૬ ઠી ફેબરવારી ૧૮૨૬

### તા૦ ૨૧ મી જાનેવારી.

છગવાડ મધે વાહણો ભાગાથી માણસોના જાન જાય તેનો બચાવ કરવાને "રાયલ નેશનલ ઈનિસ્ટીટયુશન" નામે ખાતુ ઉભુ થયુ હતુ, તેના ફંડને મદદ કરવા માટે મુંબઈ મધે મોશીઅરસ રીમીંગટન ક્રાફરડની કંપનીએ એક ટીપ ફેરવી કીધી હતી, જેમા નીચલી રકમ પારસીઓની હતી.[2]

શેઠ જમશેદજી જીજીભાઈ .. પાઉંડ ૨૦॥
શેઠ ફરામજી કાવસજી બનાજી પાઉંડ ૫॥

---

### તા૦ ૨ જી ફેબરવારી
રોજ ૩ માહ ૫ (શે૦) ૧૧૯૫ યજદજરદી

આજ દીને મુંબઈ મધે ગોદાવરા મોબેદોના વપરાસને માટે જરથોસ્તીઓના ઉધરાતથી તથા પંચાતના ફંડમાથી મલી એક દરેમેહર કોટમા કાવસજી પટેલના મોહલામા પંચાતના વાડેમોએ બંધાવી પરકારી હતી.[2]

---

### તા૦ ૫ મી ફેબરવારી.
રોજ ૬ માહ ૫ (શે૦) ૧૧૯૫ યજદજરદી.

મરણ—દસ્તુર બહેમનજી જમશેદજી જામાસ્પ આશાના[3]—ઉમર વર્ષ ૮૧) નવસારીવાલા દસ્તૂર જમશેદજી જામાસ્પ આશાના બીજા દીકરા. એવણે પોતાના બાપના હાથ હેઠલ જંદ, પેહલવી તથા ફારસીનો તેમજ દીનઆઈનને લગતી બાબદોનો અભીઆસ કીધો હતો. એવણ પોતાના વખતમા નવસારી મધે એક ખબરદાર દસ્તૂર ગણાતા હતા

---

### તા૦ ૭ મી ફેબરવારી.

આજ દીને વલસાડના શમશત મોબેદોએ ઉદવાડેના દસ્તૂર દારાબજી મેહરાબજી તથા દસ્તૂર રૂસતમજી ટેહમુરજી વગેરે ત્યાંની શમશત મોબેદ અંજુમનને એક લેખ કરી આપ્યો હતો કે શ્રી વલસાડ તરફ આપણા કદીમ શરસતા મુજબ લગનનો હક જે તમારો (ઉદવાડેવાલાઓનો) હતો તે વિષે સંવત ૧૮૭૬ (ઈ૦ સ૦ ૧૮૨૦) મા આપણને જે ટંટો ચાલ્યો હતો, તે કજીયો અદાલતે ચડયા પછી વલસાડવાલા શેઠો મોરાભાઈ બાપુરજી, નાનાભાઈ દારાબજી, ગોરાભાઈ દોરાબજી, બરજોરજી ભીખાજી, રૂસતમજી જીજીભાઈ, ધનજીભાઈ ભીખાજી, રૂસતમજી દોરાબજી, અને જુગાભાઈ માણેકજી એ આઠ જણાને દરમીઆન લાવીને બેહુ તરફથી અંજુમન ભરી એવો ઠેરાવ કીધોછે કે હવેથી જેમ આગલ થતુ હતુ તેમ લગન તથા ગગરનાનો નવાજમ તથા વાગના હકમા તમોને (ઉદવાડેવાલાઓને) સામીલ કરવા, અને જયારે વારો આવે ત્યારે વડા દસ્તુરજીપર કેહવડાવવુ, તથા અગર અમો (વલસાડવાલાઓ) ઉદવાડે આવી ત્યાંના વહીવટ મુજબ બરશનુમ લઈજીયે તો આતશબેહરામની બોઓ દેવાના વારાનો હક અમોનેબી આપવો આ લેખ ઉપર વલસાડના મોટે માહલેના મોબેદો આ૦ માણેકજી બેહરામજી, આ૦ નવરવાનજી રૂસતમજી, આ૦ નવરોજજી ભીખાજી, આ૦ હોરમજજી કાહનજી, તથા બીજાઓની સહીઓછે[4]

---

### તા૦ ૨૭ મી ફેબરવારી.

આજ દીને મુંબઈની પારસી પંચાતના ફંડના તરસટીઓએ એક જાહેર ખબર છપાવી સર્વે જરથોસ્તીઓને સુચના કીધી હતી કે મુંબઈ મધે હરકોઈ ગરીબ તથા નાદારીઅ જરથોસ્તીનુ રવાન થાય ત્યારે તેને અવલમજલ પોહચાડવાનો તથા ઉઠમણુ, ચેહારમ, દસમુ અને માસીઆના ખરચના રૂ૩૦) સુધી પંચાતના ફંડ મધેથી આપવામા આવશે માટે હરકોઈબી બાપર તેવુ બેનારીઅ રવાન થાયતો નીચના તે લશાઓપર રેહનાર ગ્રહસ્થોમાથી હરકોઈનેબી ખબર કર્યાથી તેઓ

---

[1] બોમ્બે કુરીઅર, તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૨૬

[2] એ દરેમેહર બાધવાપર રૂ૧૦૦૬૪ા નો ખરચ થયો હતો, જેમા રૂ૬૪૭૭) અતરેના જરથોસ્તીઓમા ઉઘરાણુ કરી એકઠા કીધા હતા, તથા બાકીના રૂપીઆ પંચાતના ફંડ મધેથી આપવામા આવ્યા હતા એ દરેમેહરનુ મકાન પુરાણુ થયાથી ઈ૦ સ૦ ૧૮૬૦ મા મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટની પુઠભાર્યા તેમની નઈએતે તેમના સાહેબજાદાઓએ નવેસરથી કુશાદે મકાન બંધાવ્યુ હતુ, તથા તેના દરવાજાપર એક રોટી તખ્તી જડાવી હતી, જેની શરૂઆતમા એ દરેમેહર અસલમા કેમ બંધાઈ તે માટે નીચે પ્રમાણે લખેલુ છે :—

"આએ આતશ આદરીઆન શાહેબનુ પવીતર
"મકાન સને ૧૧૯૫ ઈઅજદજરદીના સાલમા શ્રી
"મુંબઈના જરથોશતી કોમના શાહેબોએ પોતપોતામે
"એક હુંધરાણાની ટીપ કરીને ગોદાવરાના બાબીદાઓને
"વાસતે બંધાવીઉ હતુ, અને રોજ ૩ જો માહા ૫
"મો શેહેનશાહી સને ૧૧૯૫ ઈઅજદજરદીના સાલમા
"આદરીઆને શાહેબને પરકાવીને કુલ જરથોશતી અ-
"લમને એસાદેત કરવાને માટે ખુલ્લુ રાખવામા આવેલુ
"હતુ એ એમારતની જગા તથા બાંધકામ પછવાડે
"રૂ૧ ૩૧૦૦૬૪ા અંકે દશહજાર ને શવાચોશટનો
"ખરચ થાએઓ હતો"

[3] પુણાવાલા ખાનબાહદૂર દસ્તૂર નશરવાનજી જામાસ્પજી જામાસ્પ આશાના બાપના બાપા

[4] આ અસલ લેખ ઉદવાડેની અંજુમનના દસતાવેજોમાથી દસ્તૂર બરજોરજી રૂસતમજી મીરજા એ અમોને દેખાડ્યો હતો

કાએદાની રૂએ અતરેની સુપરીમ કોરટમા આએ વર્ષથી દેશીઓને "પીટી" જુરીમા બેસાડવામા આવ્યા હતા; અને તે માટે મુંબઈની સરકાર તરફથી આજના "બોમ્બે કુરીઅર" મા કોણ કોણ દેશીઓ ગ્રાંડ તથા પીટી જુરીમા બેસવાને લાયકછે તેમના નામની એક ટીપ છપાવી પરગટ કર્વામા આવી હતી. આ ટીપમાં નીચના પારસીઓના નામોછે.

"ગ્રાંડ" જુરરો.

બહમનજી હોરમજજી વાડીઆ, ખરશેદજી અરદેસર દાદીશેઠ, ખરશેદજી કાવસજી બનાજી, ખરશેદજી રૂસતમજી વાડીઆ, ખરશેદજી માણેકજી સરાફ, દાદાભાઈ પેશતનજી વાડીઆ, ફરામજી કાવસજી બનાજી, હોરમજજી દોરાબજી લશકરી, હોરમજજી ભીખાજી ચીનાઈ, હોરમજજી ધનજી પટેલ, હોરમજજી બહમનજી શેઠ, જહાંગીરજી અરદેસર દાદીશેઠ, જહાંગીરજી નસરવાનજી વાડીઆ, જમશેદજી જીજીભાઈ, કેખશરૂ શોરાબજી રેડીમની, લીમજી કાવસજી બનાજી, મનચેરજી જમશેદજી વાડીઆ, મેહરવાનજી નવરોજજી નાળીએરવાલા.

"પીટી" જુરરો.

અરદેસર રતનજી વાડીઆ, અરદેસર ફરામજી દાવર, અરદેસર ફરદુનજી લીમજી પાંડે, અરદેસર એદલજી શોમા, અરદેસર ખરશેદજી જીવાજી, અરદેસર નસરવાનજી દાદીબરજોર, બરજોરજી નાનાભાઈ દાવર, ભીખાજી દાદાભાઈ લીમજી પાંડે, બેહરામજી દાદાભાઈ લીમજી પાંડે, બરજોરજી ફરદુનજી પારેખ, બહમનજી બેજનજી કાબરાજી, બેહરામજી રૂસતમજી રાણા, બેહરામજી જીવાજી અપુ, બહમનજી બરજોરજી દાવર, બાપુજી દાદાભાઈ કરશનગાવ, બરજોરજી રૂસતમજી મોદી, ખરશેદજી જીવાજી ગાંધી, ખરશેદજી દોરાબજી, ખરશેદજી બરજોરજી કોપર, કાવસજી માણેકજી દાસબનર, ખરશેદજી જમશેદજી જનરલ, ધનજીભાઈ રૂસતમજી વાડીઆ, ધનજીભાઈ નસરવાનજી કાવસજી બનાજી, ધનજીભાઈ ખરશેદજી સરાફ, દોરાબજી હોરમજજી લશકરી, ડોસાભાઈ રતનજી મેસ્ત્રી, દાદાભાઈ નવરોજજી પોહચા, દાદાભાઈ જીવાજી ગાંધી, ધનજીભાઈ જીવાજી ઢોંડી, દાદાભાઈ જીજીભાઈ લામ, ડોસાભાઈ એદલજી બાકસટર, ડોસાભાઈ પેશતનજી, ધનજીભાઈ ફરામજી બાટલીવાલા, દીનશાહ બાપુજી સોપેદાર, દોરાબજી નસરવાનજી પટેલ, દાદાભાઈ મોટાભાઈ ચમાર, દાદાભાઈ ફરામજી ગુનના, દોરાબજી બરજોરજી કોપર, ધનજીભાઈ બેહરામજી ગણ્ણા, એદલજી ખરશેદજી માણેકજી સરાફ, ફરામજી બહમનજી સરાફ, ફરામજી દાદાભાઈ બનાજી, ફરામરોજ પેશતનજી પાંડે, ફરામરોજ સોરાબજી હાજીના (ભાટીના), ફરદુનજી લીમજી પાંડે, ફરામજી ભીખાજી પાંડે, ફરામજી પેશતનજી પાટક, ફરામજી રતનજી સુર્ય, ફરામજી જીવાજી દોડી, ફરામજી કુકાજી બરૂચા, ફરામજી શીવજી પટેલ, ફરદુનજી સોરાબજી પારેખ, ફરામજી નસરવાનજી બાટલીવાલા, હોરમજજી દોરાબજી સીરવા, હોરમજજી ખરશેદજી માણેકજી સરાફ, હીરજીભાઈ રૂસતમજી પટેલ, હોરમજજી ફરામજી મેહતા, હોરમજજી દાદાભાઈ સાહેર, હોરમજજી એદલજી ધામાજી, હોરમજજી ખરશેદજી પોટર, હોરમજજી કુવરજી મોદી, હોરમજજી સોરાબજી રૂસતમફરામના, હીરજી નવરોજજી લાહેર, હોરમજજી બરજોરજી કોપર, જહાંગીરજી ફરામજી કાવસજી બનાજી, જહાંગીરજી ફરામજી નાનાભાઈ દાવર, જમશેદજી પેશતનજી પોહચા, જમશેદજી પેશતનજી પાંડે, જીજીભાઈ દાદાભાઈ, જહાંગીરજી ખરશેદજી લીકીમ (તાગચંદ), જહાંગીરજી હીરજી રેડીમની, જમશેદજી કાવસજી નાગપોરવાલા, જમશેદજી કુવરજી જશાવાલા, જહાંગીરજી હોરમજજી મોટાભાઈ, જમાસપજી માણેકજી દાસબાનરના, લીમજી દાદાભાઈ લીમજી પાંડે, મનચેરજી ફરામજી શેઠના, મનચેરજી ફરદુનજી વજીફદાર, મનચેરજી ધનજીભાઈ રેડીમની, મેહરવાનજી જીવાજી દોડી, મનચેરજી એદલજી એદલપ્રકાના, માણેકજી દાદાભાઈ શાહેર.[1]

---

તા૦ ૨ જી જુન.
રોજ ૮ માહ ૯ (શે૦) ૧૧૯૭ યજદજરદી.

આજ દીને સુરત મધે ઉમરા ગામની હદમા પીપલોદની જમીન ઉપર સુરત તથા મુંબઈની અંજુમનના ઉધરાતથી બંધાવવા માંડેલાં દોખમાંનો તાણો પુરવાની ક્રિઆ કરવામા આવી હતી.[2]

---

૧ આ જગોએ અમો ઘણા દલગીર છૈયે કે ઇંગ્રેજી રાજ્યમા દેશીઓને મલેલા આ પેહલવેહલા મોટા હકને લાયકના જે જે પારસીઓને સરકારે ચુંટી કાઢ્યા હતા તેઓ બધાના નામની ટીપ અતરે અપાઈ નથી તેનુ કારણ એમકે તે વેળાનુ સરકારી પતર "બામ્બે કુરીઅર" કે જેમા આ ટીપ છપાઈછે, અને જે પત્રની ફાઇલ મુંબઈમા ફક્ત શેક્રેટરીએત આફીસના "રીકારડ રૂમ" માજછે તેનુ માઠા ભાગે આ ટીપવાળુજ અરધુ પાનુ ફાટી ગયુ છે, અને અરધુ પાનુ બચી રહેલુ છે, જેમાથી ઇંગ્રેજી M અક્ષર વેરનાજ નામો મલેછે આથી ઉપલી ટીપમાના અરધાઅરધ નામ અતરે આપવા રહી ગયાછે આ માટે અમોએ મુંબઇના શેરીફની આફીસમા પણ એ બાબેનો રીકારડ જોયો, તથા તજવીજ કીધી, લેકીન ત્યાથી પણ એટલી જુની ટીપ મલી શકી નહિ.

૨ આ બાબે એ દોખમાપર મારેલી તખ્તીમા નીચે મુજબ લખેલુ છે.—

" . . . . . સંવત ૧૮૮૪ ના જેઠ વદ ૫ ને
" વાર શોમે રોજ ૪ થો શેહરેવર માહા ૯ મો આદર
" સને ૧૧૯૭ એજદેજરદી એ દીને દખમાનો તાણો
" પુરાયો . . . . . . ."

વણ પ્રથમમા શેઠ ખરજોરજી નાનાભાઈ દાવરવાલી મીગીઆરસ બાઇસ કેપની કંપનીની પેહડીપર મેહતા હતા. તે પછી પોતાના ભાઇઓ શેઠો ફરામજી તથા નશરવાનજીની સાથે મલી પેહલા "ફરામજી તથા નશરવાનજી મનચેરજી કામા" અને તે બાદ "નશરવાનજી તથા ફરામજી કામા" ને નામે પેહડી કાઢી વ્યાપાર કરવા માડયો હતો. એવણ તે વેળાએ ઇગ્રેજી ભાષામા ઘણા આગળદાર ગણાતા હતા.[૧]

---

તા૦ ૯ મી સપટેમબર.

રોજ ૮ માહ ૧ (ક૦) ૧૧૯૮ યજદજરદી.

**મરણ**—જાંગીરજી અરદેસર દાદીશેઠ—ઉમર વર્ષ ૪૭) શેઠ અરદેસર દાદીભાઈના નાહના દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૧૦ મા પોતાના બાપના મરણ બાદ વડા ભાઈ શેઠ ખરશેદજીની સાથે ગલામા "ખરશેદજી અને જેહાંગીર અરદેસરની કંપની" ને નામે વ્યાપાર ચલાવતા હતા. વ્યાપાર ઉપરાત એવણની પેહડીને હસ્તક મીશીઆરસ મીનબરન, પાટરીક સ્ટુઅરટ, અને આદમ સ્કીનરની કંપનીની નામીચી વ્યાપારી પેહડીઓની દલાલીનુ કામ હતુ. એવણનુ મરણ કોલેરાથી અચાનક નીપજવાથી પારસીઓમા મોટી દલગીરી ફેલાઈ હતી

તા૦ ૨૭ મી સપટેમબર.

આજ દીનથી શેઠ જમશેદજી જીજીભાઈએ મુબઈમા દર વર્ષના છએ ઘાહબારની છ નેઆત પોતાને ખરચે કરવાનુ શરૂ કીધું હતુ.[૨]

---

તા૦ ૧ લી અકટોબર.

આજ દીને મુબઈના મુખ્ય દેશી આગેવાન શહેરીઓનુ એક "ડપુટેશન" આનરેબલ ચીફ જસટીસ સર એડવરડ વેસટનુ ગઈ તા૦ ૧૮ મી આગસટને દીને પુણામા મરણ નીપજયુ તે માટેની દલગીરી બતાવવા માટે ૧૮૦ શકશોનો એક દીલાસા પતર લઈ આકટીંગ ચીફ જસટીસ સર ચારલસ ચેમબરસના મકાનમા ગયુ હતુ. શેઠ બહેમનજી હોરમજજી વાડીઆએ ઉપલુ દીલાસાનુ પતર વાચી સભળાવ્યુ હતુ, જેમાં એ મરહુમ નામદારે દેશીઓ તરફ બતાવેલી સારી લાગણી, તથા તેમને જુરીમા બેશવાનો હક અપાવવા માટે તેણે દેખાડેલી દીલસોજીની તારીફ કીધી હતી, તથા જણાવ્યુ હતુ કે એ મરહુમ માનવંતની આ દેશમા યાદગારી રાખવા માટે તેઓ (દેશીઓ) એ એક નાણાની રકમ (રૂ૧૪૦૬૪) પોતપોતામા એકઠી કીધીછે, અને તે "નેટીવ એડયુકેશન શોસાઈટી" ને સોપવામા આવશે કે તેના વ્યાજમાથી એ નિશાળ ખાતે બે સકાલરશીપો "વેસટ સકાલરશીપ" ને નામે આપવામા આવે, તથા નાણુ પુરતુ હોયતો તેને નામનાં ઇનામો પણ આપે. આ દીલાસા પત્રનો મી૦ ચેમબરસે લાયક રીતે ઉતર વાળયો હતો.[૩]

---

૧ એવણના મરણ પછી થોડીક મુદતે એવણના દીકરાઓએ "હોરમજજી મનચેરજી કામાજીના છોકરાઓ" ને નામે વ્યાપારી પેહડી સ્થાપી હતી. તે પેહડીનો વહીવટ ઇ૦ સ૦ ૧૮૭૧ મા સર્વેની રાજી ખુશીથી બધ કરવામા આવ્યો, તે વેળાએ એવણના બે દીકરાઓ શેઠો પેશતનજી તથા ડોસાભાઇ હોરમજજી કામાજી તથા નબીરા શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ રૂ૧૨૫૦૦૦) સવા લાખની ચાર ટકાની સરકારી નોટ એવણની યાદગારીને માટે "મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાજીનાં ધરમખાતા" ને નામે એલાહેદી કાઢી હતી, અને તેના એવો પોતે ત્રણ જણા તથા શેઠો દાદાભાઇ ડોસાભાઈ કામાજી અને એદલજી પેશતનજી કામાજી મલી જણ ૫ તરસટી થઇ તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૭૨ ને દીને કાએદાસરનુ એક "તરસટડીડ" કરાવ્યુ હતું, તથા તેમા એવો બંદોબસ્ત કીધો હતો કે ઉપરલી રકમના વ્યાજમાંથી એવોના પોતાના કુટુંબીઓ, બેશીઓ, તથા બીજા કોઇ જરથોસ્તીઓ લાચારીમા આવી પડ્યા હોય તેમને બની શકતો આસરો આપવો, તથા કોઇની ધર્મના અને પરોપકારી કામોમા, તથા જરથોસ્તી ધર્મની બેહતરીને લગતાં કામોમા મદદ કરવી, તેમજ એવણના ધણીઆની મરહુમ બાઇ રતનબાઇએ ઇ૦ સ૦ ૧૮૪૫ માં નવસારી તથા દમણમા જે ધરમના મકાનો બધાવેલાછે તેમની મરામત તથા ચાલુ ખરચ કરવો

૨ ખોલાસે ૧ચાત સફે ૨૭૭ એ ઘાહબારનુ કામ આગલે વર્ષથી એવણે પોતાને ખરચે ચાલુ કીધુ હતુ, પણ પોતાની પાછળ તે નીયમક ચાલુ રાખવાના ઇરાદાથી એવણે અમુક રકમ તથા માલકતો એલાહેદી કાઢી તેનુ "જમશેદજી જીજીભાઈ ચારીટી ફંડ" ને નામે તા૦ ૭ મી ફેબરવારી ૧૮૩૮ ને દીને એક "તરસટડીડ" કરાવ્યુ હતુ, અને તેનાં વ્યાજ તથા આવકમાથી દર વર્ષના છએ ઘાહબારની છ નેઆત મુબઈ, નવસારી, ઉદવાડા તથા દમણ ખાતે, તથા ચાર મહીનાના ઘાહબારની એક નેઆત સુરત ખાતે એવણને નામે કરવાનો બંદોબસ્ત કીધો હતો, અને તે મુદ્દલ ચાપણના તરસટીઓ તરીકે મીશીઆરસ જે એચ ક્રાફરડ, ટી ડબલ્યુ એનડરસન, મકમદઅલી રોગે, ખરશેદજી જમશેદજી જીજીભાઈ, અને ફરદુનજી શોરાબજી પારખને ઠેરાવ્યા હતા. પછવાડેથી ઇ૦ સ૦ ૧૮૫૧ મા એવણે એ ઉપરાત બીજા કેટલાક દેશાવરો ખાતે ઘાહબારની નેઆતો તથા બીજા પોતાની તરફથી ધર્મના કામો કરાવવાને એક મોટી રકમ જુદી કાઢી હતી, અને તેનુ નામ "સર જમશેદજી જીજીભાઇ સુરત એન્ડ નવસારી ચારીટી ફંડ" કરી રાખ્યુ હતુ

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૮ મી અકટોબર ૧૮૨૮

તા૦ ૩ જી નવેમબર.

મુંબઈની પારસી પંચાએતના ફંડનો તા૦ ૩૧ મી અકટોબર ૧૮૨૬ થીતે તા૦ ૨૦ મી અકટોબર ૧૮૨૭ સુધીનો હીસાબ આજના "મુંબઈના સમાચાર" મા તરશટીઓએ છાપી પરગટ કર્યો હતો, તેમાથી જોવામા આવેછે કે છેલા હીસાબની બાકીના રૂ૫૫૫૨૬॥।૦॥ ઉપરાંત આએ આખા વર્ષમા પંચાએતના ફંડ ખાતે રૂ૧૧૬૧૪)૮। ની આવક થઈ હતી, અને ખરચ રૂ૯ ૨૯૫૪૪।૨। થયો હતો, જે બાદ કરતા વર્ષની આખરીએ તરશટીઓના હસ્તકમા સઘળા મલી રૂ૬૨૬૦।।।૬॥ બાકી હતા.

---

તા૦ ૫ મી નવેમબર.

રોજ ૫ માહ ૨ (શે૦) ૧૧૯૮ યજદજરદી.

મરણ—ગશ્તાસ્પજી દેહમુલજી મીરજાં—ઉમર વર્ષ ૨૫) હિંદવાસિવાના દસ્તુર દેહમુલજી કાઉસજી મીરજાના બીજા દીકરા. એઓણ પોતાના એશી તે અતરેના "મુંબઈ શમાચાર" ના અધીપતી મોબેદ ફરદુનજી મરજબાનજીના હાથ હેઠળ સમાચાર પત્રમા લખવાનુ કામ કરતા હતા.

---

તા૦ ૯ મી નવેમબર.

રોજ ૯ માહ ૨ (શે૦) ૧૧૯૮ યજદજરદી.

આજ દીને બાઈ ગીનબાઈ તે શેઠ દોરાબજી હોરમજજી લશકરીના પેહલા ધણીઆણીનાં[1] ઉઠમણાની મીજલસમા તેમના બાવા શેઠ હોરમજજી બીખાજી ચીનાઈ તથા સસરા શેઠ હોરમજજી દોરાબજી લશકરીએ મલી રૂ૫૦૦) ની રકમ પારસી પંચાએતના બાઈબાગના તથા આપના પાળવાના ફંડમા આપી હતી.[2]

---

તા૦ ૧૧ મી નવેમબર.

રોજ ૧૧ માહ ૩ (કે૦) ૧૧૯૮ યજદજરદી

મરણ—ફરામજી જીવાજી દાડી[3]—ઉમર વર્ષ ૪૦) શેઠ જીવાજી ધનજી દાડીના વડા દીકરા. એઓણ પ્રથમમા શેઠ લીમજી કાવસજી બનાજી તથા શેઠ દાદાભાઈ જીવાજી આ દીને ત્યા દુબાશનુ કામ ચલાવતા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૧૭ ના નવેમબર મામથી શેઠ ધનજી શાહ રતનજી કપતાન સાથે ભાગમા "ધનજીશાહ ફરામજીની કંપની" નાં નામથી વીલાયતની અશબાબ તથા દારૂ કામની એક મોટી દુકાન ઉઘાડી હતી. ત્યારબાદ ઈ૦ સ૦ ૧૮૨૨ મા શેઠ ધનજીશાહના મરણથી તેમનો ભાગ છોડવી પોતાના ભાઈઓ શેઠો મેહરવાનજી તથા ધનજીભાઈ સાથે ભાગમાં "ફરામજી જીવાજીની કંપની" ના નામથી તે દુકાન ચાલુ રાખી હતી

---

તા૦ ૧૨ મી નવેમબર.

રોજ ૧૨ માહ ૩ (કે૦) ૧૧૯૮ યજદજરદી.

મરણ—મનચેરજી એદલજી એદલકાકાના—ઉમર વર્ષ ૨૯) શેઠ એદલજી બહમનજી (એદલકાકા) ના બીજા દીકરા. એઓણે ઈ૦ સ૦ ૧૮૧૮ મા કોટમા પારસી બજાર માંહેલી મરહુમ શેઠ દાદાભાઈ કાવસજી જાદવીસેનવાળી મોટી દુકાન કે જે શેઠ રુસ્તમજી બીખાજી મામા ચલાવતા હતા તે તેઓ પાસેથી ખરીદી રાખી હતી તે પછી ઈ૦ સ૦ ૧૮૨૩ મા ચર્ચગેટ બજારમા એક મોટી દુકાન પોતાના ભાઈ શેઠ મેહરવાનજીની સાથે મળી "મનચેરજી તથા મેહરવાનજી" ને નામે ચલાવતા હતા.

---

તા૦ ૨૪ મી ડીશેમબર.

રોજ ૨૪ માહ ૩ (શે૦) ૧૧૯૮ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં કરંજ ગામમા બાઈ દીનબાઈ તે ત્યાના એક રેહનારા મરહુમ શેઠ પુંજીઆજી મનાજીના વીધવાએ પોતાના ખાવંદની નઈએતે એક દોખમુ બધાવી પરવાર્યુ હતુ. એ દોખમાની સાથે એજ બાઈએ એક સગડી, નવાખાનુ તથા કુવો પણ બધાવી ત્યાના જરથોસતીઓના વપરાશને માટે આપ્યા હતા[4]

---

[1] શેઠો બરજોરજી તથા જમશેદજી હોરમજજી ચીનાઈના માજી

[2] તા૦ ૧૧ મી અકટોબર ૧૮૩૦ ના મુંબઈ સમાચારમા છપાવેલો પંચાએતનાં ફંડનો હીસાબ

[3] શેઠો નસરવાનજી, ફરદુનજી તથા દોરાબજી ફરામજી દાડીના બાવા એવણના બાવા શેઠ જીવાજી ધનજી દાડી અતરે મરહુમ શેઠ દાદીભાઈ નસરવાનજી તથા તેમની પછી શેઠ અરદેસર દાદીભાઈને ત્યા દુબાશનુ કામ કરતા હતા. તેમના બે ભાઈઓ શેઠો નવરોજજી (શેઠ એદલજી ફરામજી દાડીના બાવા) તથા મનચેરજી પણ તેવણની સાથેજ એ કામમા પડેલા હતા. એઓના બાપ શેઠ ધનજી દાડી કરીઆણીથી અતરે આવેલા હતા

[4] એ દોખમાની સામેની સગડી ઉપર નીચે પ્રમાણે લખી મારેલીછે —

" શ્રી દાદાર હોરમજદની મદદથી આએ સગડી
" તથા દખમુ તથા કુવો તથા નવાખાનુ શ્રી કરંજ મધે
" બનાવેલીછે પારસી પુંજીઆજી મનાજી હીરા અછા
" કરનારાની ધણીઆણી બાઈ દીનબાઈ તે પટેલ નસર-
" વાનજી હોમજી સુખાજીવાળા હોમીઆરની બેટીએ
" પોતાના ખાવંદ બેહેસ્તી પુંજીઆજી મનાજીના પૈસાથી

તા૦ ૩૧ મી ડીસેમબર.

રોજ ૧ માહ ૪ (શે૦) ૧૧૯૮ યજદજરદી.

આજ દીને સુરતની પાસેના માંડવી ગામમા અન્જુમનના ઉધરાતથી બંધાવવા માંડેલા દોખમાનો તાણો પુરવ.ની ક્રિઆ કરવામા આવી હતી.[1]

આએ વર્ષમા વસાઈની પાસેના ગોરબંદર ગામ મધે ગુજરાતથી પગ રસ્તે આવતા જતા મુસાફરોના ઉતારાને માટે શેઠ નવરોજજી જમશેદજી વાડીઆએ એક ધર્મશાલા બંધાવી હતી.[2]

---

# ઈ૦ સ૦ ૧૮૨૯.

આએ વર્ષના "બોમબે ગેઝેટ" માથી નીકલેલા ઇંગ્રેજી કાલેનડરમા[3] સઘળી બીના આગલા કાલેનડર પ્રમાણેજછે, ફકત પારસી વાહણવટીઓની ટીપમા "મારોલેટ" નામનુ ૬૯૧ ટણનુ એક વાહણ શેઠ કેખશરૂ શેરાબજી રેડીમની અને બીજાઓના નામપર ઉમેરાયલુ છે.

તા૦ ૧૯ મી જાનેવારી.

અતરેના આંખના (ઓપથાલમીક દીજીસ) ડાકટર મી૦ જાફરસન કે જેવણુની કોશેશ તથા માવજતથી મુંબઈ અને તેને લગતા બીજા ગામોના લગભગ ૬૫ હજાર આંખના દરદીઓ આએ થોડાં વર્ષમા સાહજા થયા હતા, તે માટેની પોતાની તરફની શનદ તરીકે અતરેના ૪૦ આગેવાન દેશીઓએ તે ડાકટરની હુશીયારી તથા ભલમનશાઈની તારીફમા પોતાની શહી સાથનો એક પત્ર શેઠ બેહરામજી કાવશજી બનાજીની મારફતે સરકાર ઉપર મોકલ્યો હતો કે તે ઇંગલાંડ ખાતે "કોરટ ઑફ ડાએરેકટરસ" ની હજુરમા પોહચાડે.[4]

---

તા૦ ૯ મી મારચ.

રોજ ૯ માહા ૬ (શે૦) ૧૧૯૮ યજદજરદી.

**મરણ—માણેકજી નવરોજજી વાડીઆ—**(ઉમર વર્ષ ૩૨) શેઠ નવરોજજી ફરામજી વાડીઆના દીકરા. એવણ અતરેની સરકારી ગોદીમાં ત્રિજા "બીલડર" હતા.

---

તા૦ ૧૭ મી મારચ.

રોજ ૧૭ માહા ૬ (શે૦) ૧૧૯૮ યજદજરદી.

**મરણ—બહેરામજી ફરામજી વાડીઆ—**(ઉમર વર્ષ ૪૮) શેઠ ફરામજી માણેકજી વાડીઆના ત્રિજા દીકરા. એવણ પેહલવેહલા વ્યાપાર તથા આડતના કારણસર ઈ૦ સ૦ ૧૮૧૩ માં ચીન ગયા હતા, અને ત્યારપછી બે ત્રણવાર ચીનની સફરો કીધી હતી. અતરેની માશીઆર કારબસ કંપની તથા શેઠો હોરમજજી અને પેશતનજી બહમનજી વાડીઆ, તથા બીજા નામીચા વ્યાપારીઓની આડત ચીનમા એવણ હસતક ચાલતી હતી. એવણનુ મરણ ત્યાંજ મકાઉમા નીપજયું હતુ, અને તે ઉપરથી અતરેના સઘળા પારસીઓમા મોટી દલગીરી ફેલાઇ હતી. એવણના સ્વાનને ભુમિદ કરવા લઇ જતી

---

" એહેરાની મુબીઆજી મનાજીની જાઇએતે બાધેલ છે
" શ્રી જરથોશતી શેરકાની અનજુમનને થકી બાંધેઆછે
" શાલ ૧૮૮૭ ના માહા વદ ૧૩ વાર શુકર, રોજ ૨૪
" માહ ૫ શને ૧૧૯૬ ને દીને કામ માંડેલ તે શાલ ૧૮૮૫
" માગશર વદ ૭ વાર બુધ રોજ ૨૪ માહ ૭ શને ૧૧૯૮
" એજદેજરદીને દીને જશન કરીને પુરૂ કરેલ છે. શ્રી
" દાદાર હોરમજદની મદદથી

એ દોખમુ પરહાવાના જશનમા શામેલ થવાને બાઈ દીનબાઈએ તા૦ ૧૭ મી નવેમબર ૧૮૨૮ ના મુંબઈના શમાચારમા જાહેર ખબર છપાવી સર્વે જમાના જરથોશતીઓને અરજ કીધી હતી એ દોખમુ કરંજ, ભગવા, મરોલી, તથા કુડીઆણા, ગામોના જરથોસ્તીઓને વાપરવાને બંધાવ્યુ હતુ

૧ આ માટે એ દોખમાની સામેની શગડી ઉપર મારેલી તખ્તીમા નીચે પ્રમાણે લખેલુ છે —

" . . તાણો પુરાવો રોજ ૧ માહા ૫
" કદમી ને માહા ૪ કદમી શને ૧૧૯૮ એજદેજરદીને
" દીને ."

૨ આ ધર્મશાલા બંધાવવાનુ કારણ એમ પડયુ કે શેઠ નવરોજજીના કાકા મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆ ઈ૦ સ૦ ૧૮૨૬ મા મરણ પામ્યા તે વેળાંએ જે વશીહત કરી ગયા હતા કે તેમની વરસીને તાકણે બીજા સગા વાહલાઓએ તેમની બાજ કરવી નહિ આ ઉપરથી આપણા લોકોના મરેશતા પ્રમાણે શેઠ નવરોજજીએ તેવણની બાજ કીધી નહિ, અને ગોરબંદર તરફ એક ધર્મશાળાની અગત હોવાથી તે પોતાના બાવા મરહુમ શેઠ જમશેદજીને નામે શેઠ હોરમજજીના પુનને સારૂ બંધાવી આપી આ કામમા શેઠો દાદાભાઈ તથા મનચેરજી પેશતનજી વાડીઆએ પણ પોતાના મરહુમ મુરબી શેઠ પેશતનજીને નામે અરધોઅરધ ખરચ (રૂ૨૮૦૦) આપ્યો હતો, પણ તે પછી એ ધર્મશાળાની સર્વે મરામત તથા દેખરેખ શેઠ નવરોજજીએજ રાખી હતી, અને પછવાડેથી તેની પાસેજ એક બંગલો પણ મુસાફરોના ઉતારાને કીજે પોતાને ખરચે બંધાવ્યો હતો

3 The Bombay Register and Directory for 1829
*Bombay, printed at the Gazette Press*

૪ મુંબઈના શમાચાર, તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૨૯

વખતે મકાઉના કેટલાક ઇંગ્રેજી અમલદારો, તથા તમામ સર્વે વ્યાપારીઓ માનને ખાતર હાજર થયા હતા.[1]

તા૦ ૮ મી આપરેલ.

રોજ ૯ માહ ૭ (શે૦) ૧૧૯૮ યજદજરદી.

આજ દીને થાણાં ગામમા મુંબઇવાલા શેઠ રૂસતમજી કાવસજી પટેલે આદરાનની એક દરેમેહેર બંધાવી પરકાવી હતી. આ વેળાએ થાણા મંને મુંબઈ તથા બાહેર ગામના જરથોસ્તીઓનો એક મોટો મેળાવડો થયો હતો. જશનની ક્રિઆ પુરી થવા બાદ શેઠ રૂસતમજી પટેલે તદરોસતી પકાવવાની વેળાએ મજલેશને જાહેર કીધુ કે એ દરેમેહેરમા શેહનશાહી તથા કદમી એ બંનેનાં કામો કરવા દેવામા આવશે. એ પછી નેઆતનુ જમન જમી સર્વે લોકો મજવાઓ તથા ગાડીઓમા વદાય થયા હતા.[2]

1 એકવાર એવણ તથા શેઠ જાંગીરજી કાવસજી પટેલ વાહણ "ફરેંડશીપ" મા બેશી ચીનથી અતરે આવતાં દરીયામા મોટુ તોફાન થઈ આવ્યાથી ડુબી જતા જતા બચી ગયા હતા

2 મુંબઈના શમાચાર, ૧૩ મી આપરેલ ૧૮૨૯. એ દરેમેહરના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલીછે.—

"શ્રી દાદાર હોરમજદની મદદથી

"આએ જગોએ અસલમા આતશદાદગાહ ઇશવી "શને ૧૭૮૦ ની આગમજ બેહેસતનશીન કાવશજી "તથા દોરાબજી રૂશતમજી પટેલે બંધાવી હતી તીઆ "નવેસરથી આતશઆદરાનની દરેમેહેર પારશી રૂશત- "મજી કાવશજી પટેલે પોતાના બાવા મરહુમ કાવશજી "રૂશતમજી પટેલની નઈઆતે શ્રી થાણા ગામમા રોજ ૯ "મો માહ ૭ મો શેહનશાહી માહ ૮ મો કદમી "શને ૧૧૯૮ ઇઅજદજરદી, તા૦ ૮ મી આપરેલ શને "૧૮૨૯ ઇશવી ને વાર બુધેને દીને પરકાવીછે"

એ દરેમેહર પરકાવાના જશનમા શામેલ થવાને મુંબઈ તથા તેને લગતાં સઘળા ગામોના જરથોસ્તીઓને શેઠ રૂશતમજી પટેલે તા૦ ૨૩ મી મારચ ૧૮૨૯ ના મુંબઈના શમાચારમા જાહેર ખબર આપી નોતરૂ દીધુ હતુ એ વેળાએ થાણામા થયલી રચનાનો હેવાલ એક નજરે જોનાર જરથોસ્તીએ તા૦ ૧૭ મી આપરેલ ૧૮૨૯ નાં શમાચારમા લખી મોકલ્યો હતો, તેમા લખેછે કે "તે વેળાએ શેવકે જે મીજલશ તથા જશન તથા રાંમશની જોઈ તેથી શેવકના દીલ ઉપર ઘણીએક ખુશી હાશેલ થાઈ કારણ શેવકે બીજી દરેમેહરો શ્રી મુંબઈમા ઇજાતા તથા આદરીઆન શાહેબને પરકતા જોએઆછે તે કરતાંને દશગણી જીઆદે રાંમશની જોઆમો આવી અને મજલેશ પણ ઘણીજ મોટી થાઈ હતી અને પારશીના શીરકાના ઘણાએક નામીચા લોકો પણ તે મજલેશમો હાજર હતા તેથી એ શેવકે વીચારીઉ જે આએ રાંમશની શેહેરના કરતાને જીઆદે નજર આવેછે તેનો શબબ એજ જે દેશમો એવી જગો નહી હોએ ને કોઇ બનાવે તાહા હેવી રાંમશની શાએઆ બનાએ રેહ નહી"

તા૦ ૧૫ મી આપરેલ.

રોજ ૧૬ માહ ૭ (શે૦) ૧૧૯૮ યજદજરદી.

મરણ—મેહેરવાંનજી ખરશેદજી શેઠના—ઉમર વર્ષ ૮૧) શેઠ ખરશેદજી બહમનજી શેઠના બીજા દીકરા. એવણ પોતાના વડા ભાઈ શેઠ દાદાભાઈ માણેકજી શેઠ કે જેવણ મરહુમ શેઠ માણેકજી નવરોજજી શેઠના એક જમાઈ તથા પાલક થતા હતા તેમના ઈ૦ સ૦ ૧૭૮૫ મા મરણ બાદ તેમના ફાલાને માટે શેઠ સોરાબજી માણેકજી શેઠના સાથે અતરેના "મેયર" તથા તે પછી "રીકારડર" ની કોરટમાં કજીયો લડતા હતા, કે જે (૨૦ થી ૩૦) વર્ષે પુરો થયો હતો. એવણના દીકરા શેઠ રૂસતમજી મરહુમ શેઠ દાદાભાઈના જમાઈ તથા પાલક થવાથી તેવણ ઉમરે પુગે ત્યાં લગણ તેવણનો સઘળો વહીવટ એવણે ચલા‑વ્યો હતો.

તા૦ ૪ થી મેએ.

આજ દીને મજગામની ગોદીમા અતરેના જાણીતા વ્યાપારીઓ મીશીઅરસ થોમસ વાકરડ, અને હોરમજજી ધનજી પટેલને માટે બંધાવલુ ૯૦૦ ટનનુ એક વાહણ નામે "સર આગલસ માલકમ" ને પાણીમા ઉતારવાની ક્રિઆ કરવામાં આવી હતી. આ વેળાએ ડકા ઉપર દેશી તથા યુરોપીઅનોની એક મોટી ઠઠ મળી હતી, તેઓની વચ્ચે શાબાશીના પોકાર સાથે તે ઉતારવામા આવ્યુ હતુ, અને તેના સુકાન ઉપર લેડી માલકમે ચંપીનની એક બાટલી ફોડી હતી. એ વાહાણ વડા માસ્તર બીનડર શેઠ નવરોજજી જમશેદજી વાડીઆ અને તેમના આસીશટંટ શેઠ આરદેશર રતનજી વાડીઆના ઉપરીપણા હેઠળ બંધાયુ હતુ, કે જેમને સર આગલસ માલકમે પોતાને હાથે વાલો સોગાડી હતી.[3]

તા૦ ૨૩ મી મેએ

રોજ ૨૪ માહ ૯ (કે૦) ૧૧૯૮ યજદજરદી

મરણ—દાદાભાઈ જીવાજી ગાંધી[4]—ઉમર વર્ષ ૫૨) શેઠ જીવાજી દાદજી ગાંધીના વડા દીકરા. એવણ અતરેના બારામા આવતા ઈસ્ટ ઇંડીઆ કંપનીના વાહણોના દુબાશનુ કામ કરતા હતા એ પછી ચીન ખાતેનો વ્યાપાર કરવા માંડયો હતો.

3 બોમ્બે કુરીઅર, તા૦ ૯ મી મેએ ૧૮૨૯

4 શેઠ દીનશાહજી દાદાભાઈ ગાંધીના બાવા. એવણના બાવા શેઠ જીવાજી દાદજી ગાંધી પોતાના ભાઈઓ માણેકજી તથા મોરાભાઈની સાથે મળી પોતાનો બાપીકો કરીયાણાનો વ્યાપાર ચલાવતા હતા

તા૦ ૨૪ મી જુલાઈ.

રોજ ૨૬ માહ ૧૦ (શે૦) ૧૧૯૮ યજદજરદી.

**મરણ**—હોરમજજી ફરદુનજી મોદીફરામના[१]—ઉમર વર્ષ ૩૨) શેઠ ફરદુનજી મનચેરજી મોદીફરામના વડા દીકરા. એઓણ પોતાના ફુઆ શેઠ હોરમજજી દોરાબજી લશકરીની પેહડીપર હતા, અને તેમની સાથે બે વાર ચીનની શફરે પણ જઈ આવ્યા હતા.

તા૦ ૨૩ મી આગસટ.

રોજ ૨૬ માહ ૧૨ (કો૦) ૧૧૯૮ યજદજરદી.

**મરણ**—શોરાબશાહ દાદાભાઈ લામના[२]—ઉમર વર્ષ ૩૩) શેઠ દાદાભાઇ જીજીભાઈ લામના વડા દીકરા. એઓણ પોતાના બાપના હાથ હેઠલ અતરેની જાણીતી સર રાજર ડી. ફારીઆની વ્યાપારી પેહડીમા દલાલી કરતા હતા. "એ મરનાર ઘણોજ ચલરપ અને શેઆણો અને આતુર હતો."[३]

તા૦ ૧૪ મી અકટોબર.

મુંબાઈની ગોદીમાં આગનીના સાચાનુ પેહલવેહલું વાહણ "હ્યુ લીંડસે" નામનુ આજે વર્ષમા બધાયું હતું. તેને પાણીમા ઉતારવાની ક્રિયા આજદીને બપોરના કરવામા આવી હતી: મરીન ખાતાના કેપટાન વીલસનની બાણુએ પોતાને હાથે બાટલી ફોડી તે વાહણને મજકૂર નામ આપ્યુ હતુ. તે બાદ માર્શીલ રોમરે વડા તથા બીજા માસટર બીલડર (શેઠ નવરોજજી જમશેદજી અને બ્રમનજી રુસતમજી વાડીઆ) ને શાલો હોરાડી હતી, અને સર ચારલસ માલકમે આ નવ કામમા તેમની ફતેહને માટે તેમને મુબારકબાદી આપી હતી.[४]

તા૦ ૧૬ મી અકટોબર.

આજદીને અતરેની સુપરીમ કોરટમાં અપરાધીઓની છાડણ કરનારી શેશનમા જાન માવર નામના એક યુરોપ્યન સોલજરને ગઈ તા૦ ૬ થી સપટેમબરને દીને બજારગેટના રસ્તા ઉપર છાકટો થઇ સુબ્બાજી નવરોજજી નામના મુંબઈના શમાચારમા ઉમેદવારી કરનાર એક જુવાન પારસીને પોતાની "બેયોનેટ" ભોકી મારી નાખવાના વાકસર ઉભો કીધો હતો. ચીફ જસટીસે મત આપ્યું કે ઉપલા ખુનીના હાથથી એ પારસીનું મરણ નીપજ્યું તે બાબેની તપાસ કોઈ યુરોપ્યન ડાકટર પાસે કરાવી નહિ, તથા તેની ઉપર કોરોનરની જુરી પણ બેસાડી નહિ અને કોરોનરને એ વાત માલમ પડી તે આગમજ તેને સ્વાનને દોખમે ચઢાવ્યુ હતું. આ ઉપરથી જુરીએ તેને છોડી મેલ્યો હતો.[५]

તા૦ ૨૬ મી અકટોબર.

મુંબઈની પારસી પંચાયતનાં ફંડનો તા૦ ૨૬ મી અકટોબર ૧૮૨૭ થીતે તા૦ ૭ મી નવેમબર ૧૮૨૮ સુધીનો હીસાબ આજના "મુંબઈનાં શમાચાર" મતરફદારીઆએ છપાવી પરગટ કર્યો કે, તેમાથી જોવામ આવેછે કે જેવા હીસાબની બાકીના ૨૬૨૬૦॥ા૮॥ ઉપરાંત આખા આખાં વર્ષમા પંચાયતના ફંડ ખાતે રુપીઆ ૭૯૮૧॥૨॥ા ની આવક થઈ હતી, અને ખરચ કુલ રૂ૫૯૮૮) થયો,હતો, જે બાદ કરતા વર્ષની આખરીએ તરસ્ટીઓના દસ્તકમા સઘળા મલી ૨૬૪૫૯૫)૨૭ા બાકી હતા.

કની મદદે નજર તથા તેમા આપેલા પીડાક છાપેલા નમુનાની એક નકલ એઓણ સાહેબના જોવામા એક જાણીતા પારસી ગ્રહસથની મારફતે આવી, અને તેમાં મરહુમ શેઠ શોરાબજી પેશતનજી પાઠક વીશે તેવણ તે વખતે એક સરસ ઇંગ્રેજી લખનાર હતા એવુ અજાએ લખેલુ જાણી તુરત પેલા ગ્રહસથને પોતે શાહદત આપી કે બહુ પોતે જ્યારે પેઠલવેહલો રીમીંગટન કરારરાડની કંપનીમા એક "આપરેનટીસ" તરીકે રહેલો હતા તીઆરે મિહુમથી શોરાબજી પાઠક ઈલોરાના ગોરાએ જોવાને ગયા હતા, ત્યાથી તેઓએ મારી ઉપર તે ગોરાઓના બયાનનુ એક કાગજ ઈંગ્રેજીમા લખ્યુ હતુ. તે કાગજ મે મારા સીનીઅરને દેખાડવાથી તે ઘણો તાજુબ થયો હતો કે એક નેટીવ આવુ સરસ ઇંગ્રેજી લખેછે, અને તેણે તે કાગજ મારી પાસેથી લેઈને નામદાર ગવરનર સર જાન માલકમને દેખાડવો, કે જે પણ તે વાચી ઘણો અજબ થયો હતા"

એ ઉપરાંત તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૨૯ ના "બોમબે કુરીઅર" મા એવણના મરણની નોંધ લેતાં લખેછે કે:—

"The deceased was one of the most perfect masters of the English language amongst the Parsee caste."

[१] એવણના બાવા શેઠ ફરદુનજી મનચેરજી મોદીફરામના તે અતરેવાલા જાણીતા શેઠ રુસતમજી મનચેરજી બંગાલી (શેતકી) ના ભાઇ હતા તેમના બીજા દીકરા શેઠ શોરાબજી ફરદુનજી ઈ૦ સ૦ ૧૮૪૦ માં જ્યારથી અતરેની મુંબઈ બેંક સ્થાપી તેજ વખતથી તેમા વડા સરારના ઓહધા ઉપર હતા, અને નાધલા દીકરા શેઠ બેહમનજી ફરદુનજી પરસુદણ ધંધો કરતા હતા.

[२] શેઠ જીજીભાઇ બજોરજી લામના કાકા તથા શેઠ નાનાભાઇ બેહરામજી જીજીભાઇના મમાવા.

[३] મુંબઈના શમાચાર, તા૦ ૩૧ મી આગસટ ૧૮૨૯

[४] બોમબે કુરીઅર, તા૦ ૧૭ મી અકટોબર ૧૮૨૯

[५] બોમબે કુરીઅર, તા૦ ૨૦ મી અકટોબર ૧૮૨૯.

તા૦ ૩૧ મી અક્ટોબર.[1]

રોજ ૩૦ માહ ૧ (શે૦) ૧૧૯૯ યજદજરદી.

**મરણ**—માણેકજી મેહરવાનજી વખારીઆ[1]—ઉમર વર્ષ ૫૧) સુરતવાલા શેઠ મેહરવાનજી રૂસતમજી વખારીઆના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૧૦ થી સુરતના ઈસ્ટ ઇન્ડીઆ કંપનીના વ્યાપાર ખાતામા પોતાના બાપની જગોપર કપડની તપાસ કરનાર તથા વેચનાર અમલદાર ઠરયા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૨૨ મા એ ખાતું કાઢી નાખવાથી એમને સરકારી નોકરી છોડવી પડી હતી. એવણ ઈ૦ સ૦ ૧૮૨૩ મા પોતાના બાપના મરણથી તેમની જગોએ સુરતની પારસી પંચાતના અકાબર ઠરયા હતા.

---

તા૦ ૯ મી નવેમબર.

રોજ ૯ માહ ૩ (ક૦) ૧૧૯૯ યજદજરદી.

**મરણ**—જમશેદજી બેહરામજી લશકરી—ઉમર વર્ષ ૪૦) શેઠ બેહરામજી ફરદુનજી લશકરીના બીજા દીકરા. એવણ નાહનપણથી પોતાના મામા શેઠ દોરાબજી બેહરામજી બનાજી સાથે વ્યાપારને માટે કલકતા તરફ ગએલા હતા, અને ત્યાંથી થોડીક પૂંજી એકઠી કરી આખરે આવ્યા હતા. એ બાદ એકાતપણે જીદગી ગુજારવા માટે દમણ તરફ જઈ રહ્યા હતા, અને ત્યા પોતાના એકપુત્ર દીકરા શેઠ પેશતનજીના મરણથી તેમની તઇએતે એક દોખમુ બંધાવવા માંડયું, પણ તે તૈયાર થાય તેટલામા એવણ ત્યાંજ મરણ પામ્યા હતા. એ પછી તે દોખમુ તૈયાર થવાથી એવણની વીધવા બાઈ માણેકબાઈએ તા૦ ૧૨ મી મેએ ૧૮૩૧ ને દીને તે પરસાજ્યુ હતુ.

---

તા૦ ૧૯ મી નવેમબર.

રોજ ૧૬ માહ ૨ (શે૦) ૧૧૯૯ યજદજરદી.

**મરણ**—મેહરવાનજી રૂસતમજી કાદાવાલા[2]—ઉમર વર્ષ ૬૫) એવણ સુરતના વતની હતા, અને પ્રથમમા ઈસ્ટ ઇન્ડીઆ કંપનીવાલા મી૦ ગબર હેનસાની નોકરીમા હતા, જેથી "હેનસાના મેહરવાનજી" ને નામે ઓળખાતા હતા. એ બાદ સર જાન માલકમ સાથે એવણ નોકરીએ પેહેલવેહેલા ઈરાન ગયા હતા. ત્યા તેહરાન પુગા પછી મી૦ માલકમ પાસેથી ત્રણ માસની રજા લઈ યજદ ખાતે કરવાને ગયા, અને ત્યાના દસ્તુર મરજબાનને ત્યા ઉતારો લઈ ત્યાના ઈરાની જરથોસ્તીઓને લગતી કેટલીક તપસીલ મેલવી હતી. એ બાદ મુંબઈ આવી હિયાના અકાબરોને પોતે ઈરાનમા જોએલી સર્વે હકીકતોથી વાકેફ કીધા હતા. ઈરાનથી આખરે આવ્યા પછી એવણને મી૦ માલકમની ભલામણ ઉપરથી "એમ એજંટ" નું કામ મલ્યુહતુ, અને દખણમા તથા ખેડા અને અમદાવાદ ખાતે ગયલી રીજમેંટોની સાથે એવણ તે કામપર ગયા હતા. છેલા મદકપર બીમાર પડવાથી એવણ ભરૂચ તબીયત સુધારવાને ગયા હતા, પણ ત્યાંજ એમનું મરણ નીપજયુ હતુ.

---

તા૦ ૨૨ મી ડીસેમબર

આજ દીને મુંબઈના નામદાર ગવરનર સર જાન માલકમે સુરત ખાતે એક જાહેર અને દબદબાવાલી દરબાર ભરી ત્યાના કોટવાલ તથા નેટીવ એજંટ ખાન સાહેબ અરદેશર ધનજીશાહને તેમની ઉપયોગી નોકરીઓને માટે સરકાર તરફથી એક કીમતી ખેલાત તથા "બાહદૂર" નો ખેતાબ અને સોનેરી સાજ સાથનો એક ઘોડો તથા રૂ૩૦૦૦) ની વાર્ષિક પેદાયશવાલા ચાર ગામો[3] ભેટ આપ્યા હતા, તથા એક સોનાનો ચાદ એમને માટે તૈયાર થએથી મોકલવાને જણાવ્યુ હતુ. આ વેળાએ સુરત તથા તેની આજુ બાજુના ગામોના વીશ હજારથી વધારે લોકો પોતાના આપએ દેશહિતકારી શેહરીને નામદાર ગવરનરને હાથે અપાતુ માન જોવાને એકઠા મલીઆ હતા. આ પ્રસંગે શેઠ અરદેશરના મોટા માનને ખાતર સરકારના હુકમથી અંગરેજી લશકરની પલટણો જેનરલ હેલમેનની સરદારી હેઠલ ત્યા હાજર થઈ હતી, અને પાયદલની એક ટુકડી પોતાના લશકરી બાજા સાથે શેઠ અરદેશરને તેમના મકાન ઉપર બા આબરૂ સાથે વલાએ કરી આવી હતી.[4]

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

આજ દીને મુંબઈના મુખ્ય હિંદુ, પારસી અને મુસલમાન રેહેવાસીઓએ ઈગલાંડ ખાતે નર સાગવસ

---

[1] શેઠો દાદાભાઈ તથા એદલજી માણેકજી વખારીઆના બાવા.

[2] કરાચીવાલા શેઠ બેહરામજી મેહરવાનજી કાદાવાલના બાવા, તથા અતરેવાલા શેઠ પાલણજી પેશતનજી ડાકતરના બાપના કાકા. ભીડીબજારમા પારસીઓથી વસાવલા કાદાવાલા મોહલાનું નામ એવણના સઘલા કુટુંબીઓ ત્યા વસવાથી કરી પડયુ હતુ.

[3] ચોરાશી પરગણાને લગતા બે ગામો મોજે ભેસતાન અને સોનારી, તથા ચીકલી પરગણાના બે ગામો કમાડા અને બોરીઆચ.

[4] મુંબઈના સમાચાર, તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૨૯, તથા ડાંનરેબલ ડોસાભાઈ ફરામજી કરાકાવાલુ પારસીઓની તવારીખ, ધર્મ, રીતભાત, વગેરેનુ ઈ૦ સ૦ ૧૮૫૮ મા લંડન ખાતે છાપલુ પુસ્તક સફે ૧૬૦.

ફારબસ, બેરોનેટની મારફતે "હાઉસ ઑફ કામનસ" જોગ એક અરજી મોકલી હતી, અને તેમાં નીચલી ત્રણ માગણી કીધી હતી.—

૧—હિંદુસ્થાનના દેશીઓને નામદાર બ્રીટિશ સરકારે જયારે પીટી જુરીમાં બેસવાનો હક આપ્યોછે, ત્યારે હવે ઈનસાફનું કામ વધારે સબલ થવાને તેમને ગ્રાંડ જુરીમાં બેસવાનો પણ હક આપવો, શબબ પીટી જુરીમા બેસી તેઓએ પોતાની વફાદારી તથા અપક્ષપાતપણા વિષે સત્તાવાલાઓની ખાતરી કરી આપીછે.

૨—તેઓને "જસટીસ ઑફ ધી પીસ" ઈઆને સુલેહના અમનદારનું માન આપવું, કેમકે ઈનસાફની અદાલતોમા જુરીમા બેસવાથી તેઓ એ માનને પણ લાયકના ઠરેછે.

૩—માહેલાં પ્રતિમા ઈનસાફ અપાવવાની રીત જે ઘણી ખામી ભરેલીછે તેમા સુધારો કરવો. શબબ ત્યાંના સત્તાવાલાઓની આપખુદીને લીધે વાર વાર ત્યાની રૈયતના જાન, માલ તથા આબરૂ હંમેશા ધાસ્તીમા રહેછે.

આ અરજીપર ૪૦ હિંદુ, ૫ મુસલમાન અને નીચના પારસીઓની સહીઓ હતી.[૧]

શેઠો ફરામજી કાવસજી બનાજી, ખરશેદજી અરદેશર દાદી, જાંગીરજી નશરવાનજી વાડીઆ, બહમનજી હોરમજજી વાડીઆ, જમશેદજી જીજીભાઈ, હોરમજજી દોરાબજી લશકરી, હોરમજજી ભીખાજી ચીનાઈ, રૂસતમજી રતનજી વાડીઆ, અરદેશર હોરમજજી વાડીઆ, દાદાભાઈ પેશતનજી વાડીઆ, મનચેરજી પેશતનજી વાડીઆ, ખરશેદજી જમશેદજી જીજીભાઈ, માણેકજી લીમજી બનાજી, મેહરવાંનજી બહમનજી, શોરાબજી એદલજી મેજરના, ડોશાભાઈ મેહરવાનજી વાડીઆ, પેશતનજી કાવસજી શેઠના, હીરજીભાઈ નરશેરજી પટેલ, મનચેરજી જમશેદજી વાડીઆ, રૂસતમજી હોરમજજી વાડીઆ, ડોશાભાઈ જમશેદજી વાડીઆ, મનચેરજી એદલજી ધનજી મેહતાના, પેશતનજી ફરામજી કાવસજી, જાંગીરજી ફરામજી કાવસજી, માણેકજી મેહરવાનજી શેઠના, ખરશેદજી હોરમજજી મેહરજી, મેહરજી હોરમજજી મેહરજી, મેહરામજી કાવસજી બનાજી, મનચેરજી ફરદુનજી વજીફદાર, જાંગીરજી ખરશેદજી તારાચંદ, મેહરવાનજી માણેકજી મેહતા, મનચેરજી ધનજીભાઈ રેડીમની, હોરમજજી બહમનજી શેઠ, ફરામજી પેશતનજી પાટક, ખરશેદજી માણેકજી સગાફ, હોરમજજી કુવરજી મોદી, જાંગીરજી ફરામજી નાનાભાઈ, બરજોરજી રૂસતમજી મોદી, બરજોરજી નાનાભાઈ દાવર, હોરમજજી ધનજી પટેલ, નાનાભાઈ ફરામજી દાવર, પેશતનજી ભીખાજી પાડે, જીજીભાઈ દાદાભાઈ, દાદાભાઈ નવરોજજી બંગાલી, મેહરવાનજી ભીખાજી, મનચેરજી ખરશેદજી, જીજીભાઈ રતનજી સુસ, નાનાભાઈ બહમનજી, હોરમજજી પેશતનજી બાટલીવાલા, નશરવાનજી અને રતનજી (ખરશેદજી કેરાવાલા), શોરાબજી ફરામજી વાડીઆ.

આએ વર્ષમાં સુરતની પાસેના અરાજણ ગામમાં લોકોને પાણીની શગવડ કરી આપવાને મુંબઈવાલા શેઠ જમશેદજી જીજીભાઈએ ત્રણ કુવા નીચે પ્રમાણે બંધાવી આપ્યા હતા —

કુવો એક મોટો આભારા સાથનો બે કોશ ફરે તેવડો ખારી આગલ પારસીવાડને નાકે

કુવો બીજો મોટો સરકારી મોહલામા પેશતન બમનીનાં ઘેરની પડોશમા.

કુઈ એક ઉંડવારામા ઢેડાઓને સારૂ.[૨]

## ઈ૦ સ૦ ૧૮૩૦.

આએ વર્ષના "બોમ્બે ગેઝેટ" માથી નીકલેના ધ શેટી કાલેનડરમા[૩] મળળી બીના આગલા કાલેનડર પ્રમાણેજછે, ફક્ત પારસી વ્યાપારીઓની ટીપમા "ખરશેદજી અને જાંગીરજી અરદેશર" ને બદલે "ખરશેદજી અરદેશરની કંપની" નું નામછે.

તા૦ ૩ જી જાનેવારી.

રોજ ૯ માહ ૯ (શે૦) ૧૧૯૯ યજદજરદી.

આજ દીને સુરતની પાસેના માડવી ગામમા ત્યાના જરથોસ્તીઓ તથા મુંબઈ અને સુરતની અંજુમનના ઉધરાતથી એક દોખમું બંધાવી પરકાવ્યામા આવ્યુ હતુ.[૪]

[૧] આ અરજીની ઈંગલાંડ મધે પારલામેંટના મેમબરોમા વેહચવાને છાપેની એક નકલ શેઠ હોરમજજી બહમનજી વાડીઆ પાસેથી અમોને મલી હતી.

[૨] આ ત્રણે કુવાઓપર કરસી તખ્તી મારેલી નથી. તેમને બંધાયાનું ઊપજ્યુ શાલ ત્યાના જઈફ લોકોથી તેહકીક કરી ગોદાવરા પધકવાલા આ૦ નાનાભાઈ ભીખાજીએ મેલવી આપ્યુ છે

[૩] The Bombay Register and Directory for 1830. Bombay, printed and published for the Proprietors by Thomas Ruby

[૪] આ દોખમાની સામેની શગડી ઊપર નીચે પ્રમાણે તખ્તી કોતરેલીછે —

"શ્રી દાદાર હોરમજદની મદતછે.

"શ્રી બોહદાતાના મેહુ જરથુસ્તનો પેદાનો કરનારના
"નામે કરી માજદીઅશ્નની દીનનો પેગાંબર જરથોશ્તના
"ફરમાન મુજબ શેહેર માડવી મધે શ્રી સુરતના તથા
"શ્રી મુંબઈની અંજુમન મધી ઊધરાતથી દખમું બન-
"ધાવેલું—તેનો તારીખ પુરાવો રોજ ૧ માહા ૫ કદમી ને

તા૦ ૭ મી જાનેવારી.

રોજ ૮ માહ ૫ (કo) ૧૧૯૯ યજદજરદી.

**મરણ**—પેશતનજી કાલાભાઈ વકીલ—ઉમર વર્ષ ૫૫) એઓ સુરત મધે ત્યાંની અદાલતમા વકીલાતનું કામ કરતા હતા, તથા જાતે ઘણા સખન હોવાથી તે ધંધામાં એક મોટી પૂંજી મેળવી હતી એઓએ પોતાને ખરચે સુરત મધે કદમી તરીકા મુજબ આતશબેહેરામ બનાવી તે તા૦ ૫ મી ડીસેમબર ૧૮૨૩ ને દીને પરઠાવ્યા હતા. સુરત મધે એઓ સર્વે પ્રાંતના લોકોમા પંકાયલા વકીલ હતા

તા૦ ૧૧ મી જાનેવારી.

રોજ ૨૨ માહ ૪ (શેo) ૧૧૯૯ યજદજરદી.

**મરણ**—કેખશરૂ શોરાબજી રેડીમની—ઉમર વર્ષ ૩૫) શેઠ સોરાબજી મનચેરજી રેડીમનીના નાહના દીકરા. એઓ તે વખતે પારસીઓમા ઉચે દરજેની કેળવણી પામેલા હતા.[1] પોતાનો વ્યાપાર એઓએ તુકમાજ રાખેલો હતો, તથા તે માટે "બોમબે કાસટલ" નામનું એક વાહણ ખરીદ કીધું હતું. ઈ૦ સ૦ ૧૮૧૯ મા મુલ્લા ફીરોજજીની દસાતીર કેતાબ વિષે ઘણા ઈંગ્રેજો જ્યારે શક બતારી તે ખોટી પાડવા નીકલ્યા, ત્યારે એઓ તે સઘળી તકરારોના ઇંગ્રેજી ભાષામા મુલ્લા ફીરોજજીને બાહોશીથી રદ જવાબ લખી આપતા હતા, તેમજ ઈ૦ સ૦ ૧૮૨૬—૨૭ ની કબીસાની તકરારની વેળાએ શેહનશાહીઓ તરફથી ઇંગ્રેજી પત્રોમા એઓ લખાણ કરતા હતા.

તા૦ ૮ મી ફેબરવારી.

રોજ ૧૦ માહ ૬ (ક૦) ૧૧૯૯ યજદજરદી.

**મરણ**—દીનબારજી કાવસજી ગાંધી[2]—ઉમર વર્ષ ૭૨) શેઠ કાવસજી હીરજી ગાંધીના દીકરા. એઓ પ્રથમમા શેઠ અરદેસર દાદીભાઈને ત્યા ઇંગ્રેજી લખનાર તરીકે હતા, તથા પારસીઓ તેમજ પરભુઓને ઇંગ્રેજી ભાષા શીખવતા હતા. પછવાડેથી કમીસરીએટ ખાતામા પોતાના જમાઈ શેઠ હોરમજજી કુવરજી મોદીની મારફતમા કંત્રાકટો લેતા હતા.

તા૦ ૧૧ મી ફેબરવારી.

આજ દીને અતરેના મુખ્ય યુરોપ્યન તથા દેશી આગેવાનોની એક સભા મુંબઈ મધે એક બગાએત અને જીરાએત મંડળી સ્થાપવા માટે "નેટીવ એજ્યુકેશન શોસાઇટી" ના દીવાનખાનામા મળી હતી. સરનશીનની ખુરસી સર સીડની બેકવીથને આપવામા આવી હતી. આ વેળાએ એવું ઠેરવ્યું હતું કે "મુંબઈ ઈલાકામા બગાએત અને જીરાએતનો સુધારો કરવા તથા તે કામને ઉત્તેજન આપવા માટે "ધી એગ્રીકલચરલ એન્ડ હારટીકલચરલ શોસાઇટી ઑફ વેસ્ટરન ઇંડીઆ" નામે એક મંડળી સ્થાપવી. આ મંડળીનો વહીવટ ચલાવવા માટે ૧૫ ઇંગ્રેજો, ૨ હિંદુ, અને ૨ પારસી (શેઠો ફરામજી કાવસજી બનાજી અને જમશેદજી જીજીભાઈ) ની એક કમીટી મુકરર કીધી હતી, તથા મીશીઅરસ રીમીંગટંન કાફરડની કંપનીને ખજાનચી, અને મી૦ જેમસ વાપેન તથા શેઠ બરજોરજી જમશેદજી જીજીભાઈને શેક્રેટરીઓ તરીકે નેમ્યા હતા. એ પછી અતરેની સરકારના ચીફ શેક્રેટરી મી૦ નુનહામે દરખાસ્ત કીધી કે શેઠ ફરામજી કાવસજી બનાજી, કે જેઓની પોતાના ખાસગી માહેના ગામોમા ખેતીવાડી અને બાગાએતના કામોમા સુધારો કરવાની કાળજી સર્વને જાણીતી છે, તેઓનું નામ આએ ખાતાના સરનશીન તરીકે મી૦ ફેરીશની સાથે મુકવું. એ દરખાસ્ત સર્વેએ એકમતથી પસાર કર્યાબાદ સભા બરખાસ્ત થઈ હતી[3]

" માહા ૪ રથમી અને ૧૧૯૮ એજદેજરદીને દીને દખ-
" માનું કામ પુરૂ થઈ ને રોજ ૧ માહ ૫ દીનનું કામ
" શરૂ થઈ તે રોજ ૪ ને માહા ૫ કદમી ને માહા ૪
" રથમી અને ૧૧૯૯ એજદેજરદીએ એ કામ સરંજામ
" પોહોતું તમામ અનજુમનની દોલત સંવત ૧૮૮૬
" ના વરસે પોષ સુદ ૯ વાર રવેઊ, તારીખ ૩ જાને-
" વારી અને ૧૮૩૦ ઈશવી, તારીખ ૭ મી રજબ અને
" ૧૨૪૫ હીજરીમા થી"

એ દોખમું પરઠાવાના જશનમા શામેલ થવાને તેના બાનીજરોએ મુંબઈની પંચાતના અધિકારીઓની મારફતે તા૦ ૨૧ મી ડીસેમબર ૧૮૨૯ ના સમાચારમા જાહેર રીતે સર્વે જરથોસ્તીઓને અરજ કીધી હતી

૧ આ માટે એઓના મરણની નોંધ લેતી વખતે તે વેળાના "બોમ્બે કુરીઅર" મા લખેછે કે.—

"Kekusroo Sorabjee was one of the very few Native gentlemen on this side of India who thirsted after literature His acquaintance with the English language was by no means confined, and the activity and research which he invariably manifested when questions were agitated having reference to the religion and ancient customs of the Parsees were as remarkable as they were honorable to his feelings and understanding

[*Bombay Courier, 16th January 1830*]

૨ શેઠ કાવસજી હોરમજજી ગાંધીભાઈના બાપાવા

૩ બોમ્બે કુરીઅર, તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૩૦,

### તા૦ ૨૭ મી માર્ચ.

રોજ ૨૭ માહ ૬ (ચી૦) ૧૧૯૯ યજદજરદી.

ઉદવારાના પુરાતન આતશબેહરામ સાહેબની ઇમારત ઘણી જુની થવાથી તે જગાપર એક નવી મોટી ઇમારત (હાલની) મુંબઈવાલા શેઠ દાદાભાઈ તથા મનચેરજી પેશતનજી વાડીઆએ પોતાના મરહુમ મુરબ્બી શેઠ પેશતનજી બહેમનજી વાડીઆની નઇમતે બંધાવી હતી. તે ઇમારત પરઠવા તથા તેમા ઉપલા પુરાતન આતશબેહરામને તખ્તનશીન કરવાનું જશન આજ દીને ઉદવાડામાં થયું હતું. આ વેળાએ મુંબઈથી તે બરસ સુધીના ગામોમાથી જરથોસ્તીઓની એક મોટી સંખ્યા હાજર થઈ હતી, તથા મુંબઈથી મજકુર શેઠ દાદાભાઈ તથા મનચેરજી અને બીજા ઘણાક ગૃહસ્થો તે ક્રિઆમા શામેલ થયા હતા. જશનનું કામ પુરૂ થયા બાદ મજકૂર શેઠો તરફથી આખા ગામમા ગરીબોને રૂપાનાણું વેહચવામા આવ્યું હતું, તથા તેઓ તમામનું જમન જમાડી સર્વેને વદાય કીધા હતાં. ઉદવાડામા એ દીને આખો દિવસ લોકોએ ખુબી ખુશ્રમીમા ગુજાર્યો હતો.[૨]

### તા૦ ૩૦ મી માર્ચ.

આજ દીને સુરતની પાસેના શીંગણપોર ગામમા રતનજી નામના એક પારસીએ એક જબરો વાઘ કોહાડી વગેરે કેટલાક કોલીઓની મદદથી માર્યો હતો.[૨]

### તા૦ ૧૭ મી આપરેલ

મી૦ જેમ્સ ટેલર નામના એક ઇંગ્રેજ ગ્રહસ્થે મુંબઈ તથા બંગાલ વગરે વખતે વખત અગબોટના સાધનો "સ્ટીમરો" ફેરવવાને લગતી એક મહેલ નજર કાઢી હતી, તે ઉપર વિચાર કરવાને આજ દીને અત્રેના ઇંગ્રેજ તથા દેશી રેહવાસીઓની એક જાહેર સભા "નેટીવ એડ્યુકેશન સોસાઇટી" ના દીવાનખાનામા મળી હતી સરનશીનની ખુરશી મી૦ શાફરડ લીધી હતી આ વેળાએ ઘણાક યુરોપ્યન ગ્રહસ્થોએ ભાષણ કરી મી૦ ટેલરની સુચનાને પસંદ કીધી હતી એ પછી દેશીઓની તરફથી શેઠ જગનાથ શંકરશેઠે ઉભા થઈ જણાવ્યું કે તેઓ આ કામમાં મી૦ ટેલરની દીલાજાનથી ફતેહ ઇછેછે, કારણ એથી ઇંગ્રેજોને તેમજ દેશીઓનેની ફાએદા થશે એ ફરામજી કાવસજી બનાજીએ ઉપલા બોલવાને ટેકો આપ્યો, અને આ કામ પાર પડે એવી દોઆ ઇછી [૩]

### તા૦ ૨૮ મી આપરેલ.

રોજ ૨૯ માહ ૭ (ચી૦) ૧૧૯૯ યજદજરદી,

આજ દીને ઉદવાડા મધે શેઠ પેશતનજી ખુરશેદજી મોદીએ પોતાના મરહુમ મુરબ્બી પુણાવાલા શેઠ ખુરશેદજી જમશેદજી મોદીની નઇમતે એક દોખમું તથા સગડી બંધાવી તે પરઠવાનું જશન કરાવ્યું હતું [૪]

"સવાબને વાસતે તકદીરાસતી બહાવી હતી જે શ્રી મુંબ
"ઇના દોખમાના ડુંગર ઉપર સગડી એક બેહરાનીની
"નઇમતે બનવાવીયું તે કારણસર બાજરીઆઘની
"દીનના અનજુમનના સાહેબોને અરજ કીધાથી એ
"જગા બતાવાવી તેથી શેઠ દાદીભાઇ નસરવાનજીના
"ડુંગર ઉપરની થોડી જમીન તથા થોડી પારસીની અ
"નજુમનના ડુંગરની જમીન લઇને જેડવીને આએ
"સગડીનું કામ જરતોસ્તી લોકોની અનજુમનને વાસતે
"શરૂ કીધુ તે રોજ ૨૬ મે આસતાદ માહા ૭ મે મેહેર
"મહીનો કદમી સને ૧૧૯૯ ઇઅજદજરદી કદમી, સંવત
"૧૮૮૬ ના વરખે ચઇતર સુદ ૨ ને વાર શુકરે, તારીખ
"૨૬ મી માર્ચ સને ૧૮૩૦ ઇસવીને દીને તમામ
"થાઉછ ને એ દીનેથી એ સગડીની એમારત જરતોસ્તી
"લોકાની અનજુમનને હવાલે આપીછે"

૧ મુંબઈના સમાચાર, તા૦ ૧૨ મી આપરેલ ૧૮૩૦

આ મેહેલવાડાનો અહેવાલ શેઠો દાદાભાઈ તથા મનચેરજી પેશતનજી વાડીઆની પેઢીના વડા કારભારી મરહુમ શેઠ ખરશેદજી દોરાબજી બંગાલીએ ઇંગ્રેજી ભાષામા એક નોટબુકમા લખેલો અમારા વાચવામા આવ્યોછે, તેમા લખેછે કે એ ઇમારત બંધાવવા પાછળ રૂ૧૬૦૦૦) નો ખરચ થયો હતો, તથા તે બાંધવાનું ઉપરાંણ શેઠો કુવરજી દાદાભાઈ અને ફકીરજી કાવસજી મીસતરીએ કીધું હતું. કે જેમને જશનની બીજલ્સમા શાલો હોરાડવામા આવી હતી જશનની ક્રિઆ ઉદવાડાના દસ્તૂર દારાબજી બેહરામજીએ કીધી હતી.

૨ મુંબઈના સમાચાર, તા૦ ૫ મી આપરેલ ૧૮૩૦

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૧ મી આપરેલ ૧૮૩૦

૪ આ દોખમાની સામેની સગડીપર નીચે મુજબની તખ્તી મારેલીછે —

"પાક પરવરદેગારની મદદથી

"રોજ ૧૨ મો ખુરશેદ માહા ૪ મો આદર સને
"૧૧૯૭ ઇઅજદજરદી—સંવત ૧૮૮૪ ને દન બોદા
"તાલાની બજગોસથી શ્રી ઉદવાડા મધે પાક જરતોસતી
"શીરકાના રવાનો અશોફરોહરોને વાસતે દખમું અનો-
"શેરવાની શરેશબાન મરાની બેહદીન ખુરશેદજી જમશે
"દજી શેઠ મોદી પુનાવાલા અસલ રેહેનાર બમનાએતના
"તેઓના રવાનની નઇઅતે તેઓના વારેસ મોદી પેશત
"નજી ખુરશેદજીએ તાણો પુરાવી કામ જારી કરી તમામ
"તઇઆર કરાવી રોજ ૨૧ માહા ૭ મે ઇજવાનું કામ
"જારી કરી રોજ ૨૯ મારેસફંદ માહા ૭ મેહેરઇજદ
"સને ૧૧૯૯ ઇઅજદજરદી, સંવત ૧૮૮૬ ના વઇસાખ

તા૦ ૫ મી મેએ.

રોજ ૬ માહ ૮ (શે૦) ૧૧૯૯ યજદજરદી.

મરણ—શાપુરજી સોરાબજી પારખ[1]—ઉમર વર્ષ ૫૦) શેઠ સોરાબજી એદલજી પારખના નાધના દીકરા. એવણ અતરેના એક જાણીતા વ્યાપારી હતા, તથા પોતાના ભાઈઓ શેઠો માણેકજી તથા એદલજી અને શા૦ તનસીદાસ કાલાભોદી સાથે રાસમા "માણેકજી તનસીદાસ" ની પેહડીને નામે ચીન તથા બીજા દેશાવરો આતેનો મોટો વ્યાપાર ચલાવતા હતા. આ માટે એવણની પેહડીના "હેલન" અને "કારનવાલ" નામના બે વહાણો વાહણો હતા.

---

તા૦ ૧૧ મી મેએ.

મુબઈની "નેટીવ એડયુકેશન સોશાઈટી" ના શેક્રેટરી કપતાન જારજ જરવીસ પોતાને વતન પાછા જવાના હોવાથી તેમને અતરેના દેશી રેહવાસીઓ તરફથી એક માન પત્ર તથા રૂ૩૦૦૦) ની કીમતની "પીસ ઑફ પ્લેટ" ભેટ આપવાને આજ દીને મુંબઈના દેશી આગેવાનોની એક સભા મળી હતી, જેમા ઘણાક યુરોપ્યન ગ્રહસ્થો તથા બાનુઓ પણ હાજર થયા હતા. શરૂઆતમા શેઠ ફરામજી કાવશજી બનાજીએ એક ભાષણ કરી કપતાન જરવીસને આપવાનુ માન પત્ર શેઠ અરદેશર હોરમજજી વાડીઆના હાથમાં આપ્યુ, જે તેઓએ બીજાઓના વાંચી સંભળાવ્યુ હતુ. તેમા કપતાન જારવીસે દેશીઓના છોકરાઓને કેળવણી આપવા બાબે જે દીલસોજી તથા તન મનથી મેહનત કરી હતી તે વિષેની તારીફ કરી તેમનો ઉપકાર માન્યો હતો. એ માનપત્ર પર ૭ હિંદુ, ૧ મુસલમાન, અને નીચના પારસીની સહીઓ હતી.[2]

શેઠો બહમનજી હોરમજજી વીસા, ખારશેદજી આરદેશર દાદી, જમશેદજી જીજીભાઈ, ફરદુનજી કાવશજી બનાજી, ખારશેદજી માણેકજી સરાફ, હોરમજજી હોરમજજી લશકરી, ખારશેદજી જમશેદજી જીજીભાઈ, નશરવાનજી વાડીઆ, નસરવાનજી ફરામજી બનાજી, તનજી ફરામજી બનાજી, માણેકજી લીમજી બનાજી ધનજીભાઈ બેહરામજી, ખરશેદજી નાનાભાઈ દાવર, નશરવાનજી મનચેરજી કામાજી, પેસ્તનજી નવરોજજી બનાજી, મુલ્લાં ફીરોજ બીન કાઉસ.

---

તા૦ ૧૨ મી મેએ.

આજ દીને અતરેની "નેટીવ એડયુકેશન સોશાઈટી" ની વાર્ષિક સભા તેના દીવાનખાંનામા મળી હતી, જે વેળાએ સરનસીનની પુરસી મુંબઈના ચીફ જસ્ટીસ ધી હાનરેબલ સર જેમસ ડયુઆર લીધી હતી. તે બાદ એ ખાતાંના શેક્રેટરી મી૦ આર. સી. મનીએ રીપોર્ટ વાંચ્યો હતો, જેમાં જણાવ્યું હતું કે કમીટીએ ગયા સાલ વર્ષમાં છોકરાઓને શિખવા લાયક જુદાં જુદા પુસ્તકોની સઘળી મળી ૧૩૦૦૦) નકલો છપાવી હતી, તથા નિશાળોમા કેળવણી આપવા લાયકના ૨૫ શિક્ષકો તૈયાર કર્યા હતા. એ રીપોરટ વંચાઈ રહયા બાદ કમીટીનો ઉપકાર માનવાની શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ દરખાસ્ત કીધી અને તેને હાનરેબલ મી૦ મલ્કમાડે ટેકો આપ્યો હતો. એ ખાતાના માજી શેક્રેટરી કપટાંન જારજ જરવીસનો ઉપકાર માનવાની શેઠ ફરામજી કાવશજી બનાજીએ દરખાસ્ત કીધી અને તેને સર જે. પી. ગ્રાંટ ટેકો આપ્યો હતો. તે બાદ શેઠ માણેકજી ખરશેદજી સરાફે એક નાનકુ ભાષણ કરી નામદાર સરનશીનનો ઉપકાર માન્યો, અને તે પછી સભા બરખાસ્ત થઈ હતી.[3]

---

તા૦ ૨૫ મી મેએ.

રોજ ૨૬ માહ ૮ (શે૦) ૧૧૯૯ યજદજરદી.

મરણ—રૂસતમજી દાદાભાઈ શેઠના[4]—ઉમર વર્ષ ૪૯) શેઠ દાદાભાઈ માણેકજી શેઠના જમાઈ તથા પાલક. એવણ શેઠ મેહરવાનજી ખારશેદજી શેઠના દીકરા હતા, પણ સસરાએ કરી લીધાથી તેવણના નામથી ઓળખાતા હતા. એવણને પોતાના સસરાની સઘળી દોલત તથા મીલકત મળવાથી એક મોટી પૂંજી ધરાવતા હતા. એવણનો વ્યાપાર ઘણો જુજવી હતો.

---

તા૦ ૨૫ મી મેએ.

મુબઈમા સ્થાપેલી "એગ્રીકલચરલ એન્ડ હારટીકલચરલ સોસાઈટી" ની પેહલવેહલી સભા આજ દીને મળી હતી. તેમા કેટલુક સાધારણ કામકાજ કર્યાં

---

" સર ૬ ખુશી એ દીને તમામ ૧ આતના શાહેરો સાથે " મીઅનદ કરીને જશન કરીએછે શહી."

એ દસ્તુર પરકવાના જશનમા શામેલ થવાને પેશતનજીએ તા૦ ૨૨ મી મારચ ૧૮૩૦ ને મુંબઈ સમાચારમા એક જાહેર ખબર આપી સર્વે જરથોસ્તીઓને અરજ કીધી હતી

[1] શેઠો જમશેદજી, નશરવાનજી તથા મરહુમ પેશતનજી અને માણેકજી શાપુરજી પારખના બાપ

[2] બોમ્બે કુરીઅર, તા૦ ૨૫ મી મેએ ૧૮૩૦.

[3] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૯ મી મેએ ૧૮૩૦

[4] શેઠ ઈજજતૂ રૂસતમજી શેઠનાના બાવા, તથા શેઠ રૂસતમજી ડોસાભાઈ શેઠના (મી૦ એકસારસેનવાલા) ના બાવા

બાદ શેઠ ફ્રામજી કાવશજી બનાજીએ સભાને જાહેર કીધુ કે તેવણ પોતાના છાસડી માહેલાં ગામોમા ગુલીનો પાક કરવાનો ઇરાદો રાખેછે, અને તે માટે બંગાલા ખાતેથી તેના રોપાઓ, તથા તે રોપો જાણનાર અને તેની દેખરેખ કરનાર એક હુશિયાર માણસ વકીલ તેવણ મગાવી ચુકાછે. બીજુ એજ ગામોમા તેવણે ૨૦૦) થી વધારે સેતુરના ઝાડો રોપાછે કે જેમાંથી તેવણ જોગવાઈ મલયે રેસમની ઉતપતી કરવાનો ઇરાદો રાખેછે. આ ઉપરથી સભા ઘણી ખુશી થઈ, અને આ નવા અખતરાઓમા તેમની પુર ફતેહ ઇછી.[1]

---

તા૦ ૫ મી જુન.

મુંબઈ મધે જે આંબની ઈનીસ્ટીટયુશન (એલફીનસ્ટન નેટીવ એજ્યુકેશન) ઈ૦ સ૦ ૧૮૨૩ મા સ્થાપી હતી, તેનો વડો ડાક્ટર વીલ્યમ જેફરસન પોતાને વતન ઇગલાંડ જવાનો હોવાથી તેને આજ દીને અતરેના દેશીઓની તરફથી એક માનપત્ર તથા ૩૦૦) ગીનીની કીમતની "બાક્ષ ઑફ પલેટ" એક સભા ભરી ભેટ આપી હતી. આ માનપત્ર પર નીચના પારસીઓની શહીઓ હતી[2] —

શેઠો ખરશેદજી માણેકજી સરાફ, ખરશેદજી અરદેસર દાદી, અરદેસર ફરામજી દાવર, સોરાબજી બેહરામજી બનાજી, જાગીરજી દોરાબજી બનાજી, જાગીરજી અને નવરોજજી નશરવાનજી વાડીઆ, દાદાભાઇ જીજીભાઈ લાભિના, બેહરામજી કાવશજી બનાજી, નાનાભાઈ ફરામજી દાવર, દાદાભાઈ બેહરામજી બનાજી, ફરામજી બીખાજી પાંડે, રતનજી હોરમજજી કોપર, દાદાભાઈ પેશતનજી વાડીઆ, બરજોરજી નાનાભાઈ દાવર, ફરામજી રતનજી મુસ, હોરમજજી ફરામજી સતોક, મેહરવાનજી જીવાજી ઢોડી.

---

તા૦ ૨૨ મી જુન

રોજ ૨૪ માહ ૯ (શે૦) ૧૧૯૯ યજદજરદી.

**મરણ**—દેશાઈ જામાસપજી ટેહમુલજી—ઉમર વર્ષ ૭૦) નવસારીવાલા પોશીઆ દેશાઈ ટેહમુલજી જીવણજીના વડા દીકરા. એવણે ઈ૦ સ૦ ૧૭૭૮ મા પોતાના બાપના મરણથી તેમને લગતા દેશાઈગીરીનો વહીવટ પોતાના કાકા દેશાઈ બરજોરજી જીવણજી સાથે મલીને ચલાવ્યો હતો. એ પછી બે કાકા ભત્રિજાઓને કાંઈ ભાગ લાગને લગતી ભાંજગડો નિકલ્યાથી વડોડરા ખાતે ગાયકવાડ સરકારની હજુરમા પણ જવુ પડયુ હતુ. તે બાદ ઈ૦ સ૦ ૧૮૨૧ મા દેશાઈ બરજોરજીના મરણથી એવણે એખલાએ સઘળો વહીવટ ચલાવ્યો હતો.

---

તા૦ ૫ મી જુલાઈ

રોજ ૭ માહ ૧૧ (કદ૦) ૧૧૯૯ યજદજરદી.

**મરણ**—હોરમજજી એદલજી કામાજી[3]—ઉમર વર્ષ ૬૪) શેઠ એદલજી કામાજીના વડા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૭૮૬ મા પેહલવેહલા શેઠ એદલજી બેહમનજી (એદલકાકા) ની સાથે ચીન ગયા હતા. ત્યા વ્યાપાર વણજની ઘણીક માહીતી મેલવી પછી પોતાનો ખાનગી વ્યાપાર તથા આડતનુ કામ ચાલુ કીધુ હતુ, તથા શેઠ હોરમજજી બહેમનજી વાડીઆ અને બીજા અતરેના જાણીતા વ્યાપારીઓની આડત કરતા હતા. આ માટે એવણે ત્યાની પુષ્કળ સફરો કીધી હતી ઈ૦ સ૦ ૧૮૨૩ મા એનાએ અતરે આવી એકાંત જીદગી ગુજારવા માંડી હતી. એવણે લાંબી મુદત ચીન મધે કાઢયાથી ચીનાઈ ભાષા સારીપેઠે બોલી જાણતા હતા, અને ચીનાઓ તથા આપણા લોકો વચ્ચે વ્યાપાર વણજ વગેરેના કાંઈ વાંધા પડતો એવણની દુભાશીઆ તરીકે ઘણાઓને મદદ લેવી પડતી હતી આથી ચીનાઓ એમને "પાહાવા" કરી ઓળખતા હતા, કે જેનો અર્થ પણ દુભાશીઓજ થાયછે મુંબઈમા પણ કેટલીકવાર એવણને ઇનસાફની અદાલતોમા ચીના બંધવાઓને તેમની બોલીમા સમજાવવા માટે બોલાવ્યામા આવતા હતા, કે જે કામ એવણ કરસોપણ લવાજમો લીધા વગર ફકત સરકાર તરફના માનને ખાતર મુફત બજાવી આવતા હતા.

---

તા૦ ૯ મી આગસ્ટ.

જામે જમશેદ છાપખાનામાથી ફરવરદીન, અરદેબેહશ્ત, તથા જમયાદ યશ્તો શીલા છાપાપર છાપી તેનુ એક દફતર આજદીને બાહેર પાડવામા આવ્યુ હતુ.[4]

---

તા૦ ૨૬ મી આગસ્ટ

રોજ ૨૯ માહ ૧૨ (કદ૦) ૧૧૯૯ યજદજરદી.

**મરણ**—દોરાબજી બેહરામજી રાંડેરીઆ[5]—ઉમર વર્ષ ૭૦) એવણ પોતાના જન્મ વતન રાંદેરથી ઈ૦ સ૦

---

[1] બોમ્બે કુરીઅર, તા૦ ૨૯ મી મે ૧૮૩૦

[2] બોમ્બે કુરીઅર, તા૦ ૧૯ મી જુન ૧૮૩૦

[3] શેઠ મનચેરજી હોરમજજી કામાજીના બાવા, તથા શેઠો રૂસતમજી દાદાભાઇ, અને હોરમજજી બેહરામજી કામાજીના બપાવા

[4] મુંબઈના સમાચાર, તા૦ ૯ મી આગસ્ટ ૧૮૩૦

[5] શેઠો ધનજીભાઇ ખરશેદજી તથા જાગીરજી દારાશાહ રાંદેરીઆના બપાવા એવણના એક ભાઈ શેઠ

૧૮૦૦ મા અતરે આવ્યા હતા, અને થોડીક મુદતમા શેઠ હોરમજજી દોરાબજી લશકરીની સાથે પેહલવેહલા ચીન ગયા હતા. ત્યાની બે ચાર સફરો એ પ્રમાણે કર્યા પછી પોતાને હીસાબે ચીન તથા મોરીસ ખાતેનો મોટો વ્યાપાર ચલાવતા હતા.

તા૦ ૧ લી સપટેમબર.

આજ દીનથી મુંબઈ મધે શેઠ નવરોજજી દોરાબજી ચાનદારૂએ "મુંબઈ વરતમાન" નામનુ દર અઠવાડીઆનુ ગુજરાતી વર્તમાન પત્ર કાઢવા માડ્યુ હતુ.[૧]

તા૦ ૧૦ મી સપટેમબર.

મુંબઈની સુપરીમ કોરટના એક જડજ સર જાન પીટર ગ્રાંટે અતરેની સરકારે વરોડાગને લગતી કાંઈ બાબદના કીધેલા ઠેરાવની વીરૂધમા ફેસલો કર્યાથી તેને અતરેના ગવરનરની કૌનસીલે તેના જડજના ઓધ્ધા ઉપરથી બરતરફ કીધો હતો, અને તે માટે ઇંગલાંડ લખી વાળીઆથી ત્યાના સતાવાળાઓએ પણ તેને "રી-કૉલ" કરવાનો હોકમ કીધો હતો.[૨] આ ઉપરથી તે જડજના આવા અપક્ષપાતપણાને લીધે તેને એ ઓધ્ધો છોડતી વેળાએ અતરેના સઘળા વર્ગના દેશી રેહવાસીઓની તરફથી એક માન પત્ર આપવામા આવ્યુ હતુ.[૩] આ માટે સુપરીમકોરટમાં તે નામદારનો ઓરડો (ચેમબર) ઘણો નાનો પડે વાસ્તે મેડોઝ સ્ટ્રીટમા "લીટરરી સોસાઈટી" ના પુસ્તક ખાનાની પડોસમા શેઠ જમશેદજી નશરવાનજી વાડીઆવાળી ફુરશદે જગોપર એક માંડવ બાંધી તેમાં તે માનપત્ર આપવામા આવ્યુ હતુ. આને લગતી સઘળી ગોઠવણો શેઠો જમશેદજી નશરવાનજી વાડીઆ, બમનજી હોરમજજી વાડીઆ, જીજીભાઈ દાદાભાઈ, અને ખરશેદજી માણેકજી સરાફ એઓની એક કમીટીએ કીધી હતી. બપોરના ૩ાા વાગે સઘળી મીજલસ મચાબાદ સર જે. પી. ગ્રાંટ ત્યા હાજર થયો હતો, જેને સભાની તરફથી શેઠ જમશેદજી નશરવાનજી વાડીઆએ એક નાનુ ભાષણ કરી તેના તેઓથી છુટા પડવા વિષે દલગીરી જણાવી હતી. એ પછી દેશીઓ તરફનુ ૪૫૦૦ શહીનુ એક

શાપુરજી બેહરામજી શડેનીઆ શડેન ગામમા જમીનોના ઇજારા લઈ તેમનો ભોગવટો ચલાવતા હતા, તથા બીજા ભાઈ શેઠ રૂસતમજી બેહરામજી શડેનીઆ એમની સાથ ઘણાખરા ચીન આવ જાવ કરતા હતા. આ પુસ્તકમા સફે ૧૨ મે તથા ૧૫ મે ગોદાવરા પરગણાના વડા મથક અંકલેસર ખાતેથી સુમારે તથા દેણી ગામમા પેહલવેહલા મોકલેલા મોબેદોના જે નામોછે, તેમા જણાવેલો મોબેદ પેશોતન બેહરામ એવણનો નીચે પ્રમાણે વડીલ થાયછે —

દારાબજી બેહરામજી, હોમજી, નવરોજજી, કામદીન, પેશોતન, બેહરામ

૧ બોમબે ગેઝેટ, તા૦ ૮ મી સપટેમબર ૧૮૩૦

૨ સર જે પી ગ્રાંટે સરકારના ઠેરાવની વીરૂધમા ફેસલો કર્યાથી અતરેની સરકારે તેને માટે ઇંગલાંડ ફરીઆદ લખી મોકલવાથી ત્યાના સતાવાળાઓએ તેને "રી-કૉલ" કીધો હતો, પણ તે પછી તેણે (મી૦ ગ્રાંટે) પોતાનો સઘળો અહેવાલ તથા પોતે સરકારની વીરૂધમા સુપરેથી મજકુર મુકદમાની કેફીઅત લખી જણાવી પોતાનુ રાજીનામુ મોકલ્યુ હતુ, જે પછવાડેથી ઇંગલાંડના પાદશાહે કબુલ રાખ્યુ હતુ, જેથી તે (મી૦ ગ્રાંટ) ઇંગલાંડ પાછો જવાને બદલે કલકતા ખાતે બારીસટરનો ધંધો ચલાવવાને ગયો હતો. ત્યાથી તેણે તા૦ ૧૧ મી જુન ૧૮૩૧ ને દીને અતરે શેઠો બમનજી હોરમજજી વાડીઆ, જમશેદજી નશરવાનજી વાડીઆ, જીજીભાઈ દાદાભાઈ અને ખરશેદજી માણેકજી સરાફ ઊપર એક પત્ર લખી પોતાનુ રાજીનામુ ઇંગલાંડના પાદશાહે કબુલ રાખવા વિષે પોતાનો ખુશાલી જણાવી હતી, તથા મુંબઈના દેશીઓની તેના તરફની દીલસોજીને માટે ઊપકાર માન્યો હતો, અને ઇંગલાંડ ખાતે પોતે લખી મોકલેલા ઊપલા અહેવાલની છ નકલો એ સાહેબો ઊપર મોકલી હતી. એ પછી ઇંગલાંડના સતાવાળાઓએ એ નામદારને કલકતા ખાતે જડજ નેમ્યો હતો, પણ ટુક મુદતમા તે મરણ પામ્યો હતો.

૩ આ માનપત્ર મી૦ ગ્રાંટને આપવા માટે મુંબઈના સઘળા વર્ગના દેશીઓએ એક અરજી અતરેના આગેવાન શેઠીઆઓ ફરામજી કાવસજી બનાજી, ખરશેદજી અરદેસર દાદી, જમશેદજી જીજીભાઈ, બમનજી હોરમજજી વાડીઆ, હોરમજજી દોરાબજી લશકરી, જાગીરજી નશરવાનજી વાડીઆ, દાદાભાઈ પેસતનજી વાડીઆ, ખરશેદજી કાવસજી બનાજી, બેહરામજી કાવસજી બનાજી, માધવદાસ રણછોડદાસ, દેવીદાસ હરજીવણદાસ, ધાકજી દાદાજી, અને જગનાથ શંકરશેઠ જોગ તા૦ ૧૧ મી જુલાઈ ૧૮૩૦ ને દીને કીધી હતી, અને તેમા મજબુત ભલામણ કીધી હતી કે તેઓએ આગેવાની લઈ જલદીથી એક લાયક માનપત્ર એ નરાં દીલના, અપક્ષપાત, અને દેશીઓના ખેરખાહ જસટીસને આપવુ. એ પછી જે વેળાએ આ માનપત્ર દેશીઓ મી૦ ગ્રાંટને આપવા જતા હતા તેજ વખતે સરકારના ચીફ સેક્રેટરીની સહી સાથના છાપેલા હેંડબીલો તેઓમા વેહચી ચેતવણી આપવામા આવી હતી કે "સર જે પી ગ્રાંટને 'કીંગ-ઇન કૌનસીલ' તરફથી રી-કૉલ કરવામા આવ્યોછે" આ છતા દેશીઓએ તેને એ વાર માનપત્રો આપ્યા હતા, કારણ તેઓની ખાતરી હતી કે તે સીધ્ધા અને આપમુખત્યાર જસટીસ પોતાના ઓધ્ધાની ખરી ફરજો બજાવતા અતરેના સતાવાળાઓનો ભોગ થઈ પડયો હતો. એ ઊપરાંત વળી અતરેના દેશીઓ તરફથી એક ભાપાર્ક અરજી તા૦ ૨ જી ડીસેમબર ૧૮૩૦ ને દીને ઇંગલાંડના નામવર પાદશાહ ઊપર મોકલવામા આવી હતી કે સર જે. પી. ગ્રાંટને પાછો મુંબઈનો જસટીસ નેમવો.

નામ ઉપરથી "ઓર્ડર ઑફ ક્રૉસ" કરી ગણવામા આવ્યુ હતુ.[१]

તા૦ ૨૯ મી મેએ.

"મુંબઈના હરકારૂ અને વરતમાન" પત્રના અધીપતી શેઠ નવરોજજી દોરાબજી ચાનદારૂએ આજના "બોંબે કુરીઅર" મા એક મેહેરબાની છપાવી હતી કે તેવણ પોતાના પત્રમા આવતી અગતજોગ બાબદોના તરજુમા તથા પારસીઓની અસલી તવારીખ, મઝહબ, ધર્મ, વગેરેની તકરારોનુ ઇંગ્રેજી બાપામા "પારસી રીફારમર" નામે એક નવુ માસીક ચોપાન્યુ હેરેથી બાહેર પાડસે. તેના દર આંકની કીમત રૂ૧). ઘરાક થનારાઓએ તેવણને પોતાને અથવા "ઓરીએન્ટલ ક્રિશ્ચીઅન સ્પેક્ટેટર" ના એડીટરને લખી જણાવવુ.[२]

તા૦ ૨૫ મી મેએ.

રોજ ૨૭ માહ ૮ (શેં૦) ૧૨૦૧ યજદજરદી.

મરણ—શાપુરજી નવરોજજી બનગાલી[३]—ઉમર વર્ષ ૨૫) કલકતાવાળા શેઠ નવરોજજી સોરાબજી ઉમરીગરના નાહના દીકરા. એવણ પોતાના બાપની સાથે નાહની વયથી કલકતે ગયા હતા, અને ત્યાંજ કેળવણી પણ પામ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૨૩ માં એવણ બાપની તરફથી એકબાર ચીનની સફરે ગયા હતા, અને તે પછી મુંબઈ આવી પાછા ઈ૦ સ૦ ૧૮૨૫ મા તેમના (બાપનાં) મરણથી વડા ભાઈ શેઠ દાદાભાઈની સાથે કલકતે તેમની મીલકત તથા વ્યાપારને લગતો વહીવટ નકી કરવા માટે ગયા હતા. અને ત્યાંથી પાછુ એકબાર ચીન પણ જવું પડયુ હતુ. કલકતેથી પાછા ફરતી વખતે એઓ બન્ને ભાઈઓએ ત્યાં પોતાના બાપે બંધાવેલા દોખમાની સામે એક બંગલી તેમની નઇએતે બંધાવી હતી.[४]

તા૦ ૨૯ મી મેએ.

મુંબઈની "એગ્રીકલ્ચરલ એન્ડ હાર્ટીકલ્ચરલ સોસાઈટી" ની એક સભા આજરોજ મળી હતી. તેમા નીચેના પારસીઓને ઇનામ આપવામા આવ્યા હતા —

૧—શેઠ ફરામજી કાવસજી બનાજી તથા મેહેરવાનજી રૂસતમજી દારૂખાનાવાલાના પવાઈ અને સીક્રુરના ગામોમા ઉગાડેલી તાજી મરઝાગામની કેરી, કારવારની નીળ, અફીણ, અને આમીનાસના નમુનાઓને માટે એ ગામોના ઇનામી માલી મેહેરબાનને રૂ૬૦) નુ ઇનામ આપવામા આવ્યુ હતુ.

૨—શેઠ નસરવાનજી કાવસજીને વીલાયતી પનીરની માફકનુ મોટુ પનીર બનાવવા માટે રૂ૫૦) નુ ઇનામ આપવામા આવ્યુ હતુ.[५]

તા૦ ૭ મી જુન.

રોજ ૧૦ માહ ૯ (શેં૦) ૧૨૦૧ યજદજરદી.

મરણ—દોરાબજી કુવરજી લાલકાકા[६]—ઉમર વર્ષ ૬૭) એવણ સુરત મધે ફીરંગી વ્યાપારીઓની કોઠીમા દલાલીનુ કામ કરતા હતા. તેમજ કેટલીક મુદત સુધી મુંબઈ ખાતે તેમના વ્યાપારનાં કામસર આવીઆ થઇને આવ્યા હતા. એવણનું મરણ સુરતમાંજ નીપજ્યુ હતુ.

---

૧ મુંબઈના જામેજમશેદ, તા૦ ૨૧ મી મેએ ૧૮૩૨.

૨ આ ચોપાન્યુ બાહેર પડેલુ હોય એવુ અમારા જાણવામા આવ્યુ નથી

૩ શેઠ સોરાબજી શાપુરજી બનગાલીના બાવા

૪ આ બાબે એવણના વડા ભાઈ શેઠ દાદાભાઇ નવરોજજી બનગાલીએ કલકતાની કાઇ ધરમની વાડી બાબે એવો બધો ભાઇઓ (શેઠો દાદાભાઇ અને શાપુરજી) ને મરહુમ શેઠ જમશેદજી કુકાજી મનાઇનાની વીધવા બાઇ હીરાબાઇ સાથે વાધો ચાલતો હતો તે બાબેની છાપાછાપીનો જવાબ આપતા તા૦ ૯ મી જુલાઇ ૧૮૩૨ ના "મુંબઈના જામેજમશેદ" મા પોતાની સહી સુધા લખ્યુછે કે —

"બીજુ હમારા બાવા મેહેરબાની નવરોજજી સોરાબજીએ હજારો રૂપીઆ ખરચ કરીને આપરી હમજાતના ફાયદાને વાસ્તે શ્રી બંગાલામો દોખમુ બંધાવેલુ છે. તે શેઠાએ પોતાની ગરીબી પરમાણે આપણી હમજાતની બરદાસ્ત કરતા હતા તે સરવેને રોશન છે તારપછે તે દોખમાની સગરીનુ કામ બાકી હતુ તેવારે હમે શ્રી ચીન ગએલા હતા ......... તારે હમે શ્રી ચીનથી બંગાલે આવ્યા તેવારે હમારા બેહેરાતા ભાઈ શાપુરજી સાથે મસલત કરીને હમારેથી બની આવેલું તે પરમાણે આશરે રૂ૩૫૦૦) ખરચીને સગરીનુ કામ તઇઆર કરાવી આપેલુ છે."

૫ બોંબે કુરીઅર, તા૦ ૨ જી જુન ૧૮૩૨.

૬ મુંબઇવાલા શેઠો ડોસાભાઈ અને દાદાભાઈ દોરાબજી લાલકાકા, અમદાવાદવાલા શેઠ જમશેદજી દોરાબજી લાલકાકા, તથા સુરતવાલા શેઠ માણેકજી દોરાબજી લાલકાકાના બાવા; તથા ગુજરાતના ઇનસ્પેકટીંગ પોસ્ટ માસ્ટર ખાનસાહેબ ખરશેદજી પાલણજી લાલકાકાના બપાવા. એવણના બાવા શેઠ કુવરજી લાલકાકા સુરત મધે વલંદાઓની કોઠીમા દલાલી કરતા હતા, અને જઇફ તથા ઊમરે પુગેલા હોવા છતા પણ લાલ જવાન સરખો ચેહેરો હોવાથી ત્યાંના સર્વે વ્યાપારીઓ એવણને "લાલકાકા" ના નામથી ઓળખતા હતા.

તા૦ ૭ મી જુન.

રોજ ૧૦ માહ ૯ (સં૦) ૧૨૦૧ યજદજરદી.

મરણ—મેહેરવાનજી ભીખાજી ભરડા[1]—(ઉમર વર્ષ ૭૨) એવણ પ્રથમમાં ઉદવાડા ગામમાં વસતા હતા, અને ત્યાં જમીનોનો ઇજારો લેતા હતા. એ ગામ તે વખતે માડવીના રાજ્યને તાબે હોવાથી ત્યાં રાજાની દરબારમાં પણ એમનો પગપેસારો થયો, અને તેનીજ મદદથી દમણ મધે એવણે વ્યાપાર ચલાવવા માંડયો, તથા ઈ૦ સ૦ ૧૮૧૫ થી ત્યાં જતુંકનું રેહઠાણ કીધું. હિંયાથી પછી ધરમપોરના રાજ્યમાં પણ એવણે પોતાનો રોજગાર લંબાવ્યો, અને એ ત્રણે ગામો ભણી મોહટો રોજગાર ચાલ્યાને લીધે એવણે એક સારી પુંજી એકઠી કીધી હતી. માડવીના રાજા તરફથી એવણને પોતાના જન્મ ગામ ઉદવાડા મધે કેટલીક જમીન ઇનામમાં આપવામાં આવી હતી.

---

તા૦ ૭ મી જુન.

આજ દીને મુંબઈ મધે કેટલાક ઉતરતા વર્ગના પારસીઓ તથા હિંદુઓએ હડતાલ પાડી મોહોટું તોફાન મચાવ્યું હતું. આ તોફાન કરવાનું કારણ એ હતું કે અંગરેજી સરકારે જાહેર રસ્તાઓ તથા મોહલાઓમાં રખડતા કુતરાઓને મારી નાખવાનો જે અસલથીજ હુકમ કાઢેલો હતો, તે હુકમ દર વર્ષના ધારા કરતા આ વર્ષે પોલીસના અમલદારો વધારે સખ્ત રીતે બજા લાવ્યાથી, અવરના દેશીઓના દીલ ઉશ્કેરાયા હતા.[2] ગઈ કાલે એટલે તા૦ ૬ થી જુન ૧૮૩૨ ને દીને પોલીસના બે કાનસ્ટેબલો પોતાના ઓહદાની ફરજ બજાવવાની ઉમંગમાં, પોતાને મળેલા અખત્યારની બાહેર જઈ કોઇ દેશીના કમપાઉંડમાં દાખલ થઈ એક કુતરૂં માર્યું હતું. આ ઉપરથી તે જગોએ પારસીઓ તથા હિંદુઓનું એક મોહટું ટોળું ઉશ્કેરાઇને એકઠું થયું, અને પેલા બંને કાનસ્ટેબલોને સખ્ત માર માર્યો તથા ઘાએલ કીધા.[3] એ પછી તેઓએ એકઠા થઈ આજ દીને શેહેરના કોટ માહેલી સઘળી દુકાનો બંધ રાખી, તથા કેટલોક ફિસાદ કીધો, જેને લગતો દર કલાકે કલાકનો અહેવાલ નીચે આપીએ છીએ—

સવારના ૬ કલાકે—સઘળું કોટ સમશાન હતું, અવારનવાર થોડા થોડા લોકોના ટોળાઓ મોહલાઓમાં ઉભા રહી વાતો કરતા હતા. સઘળી દુકાનો બંધ હતી, અને કશી ચીજની ખરીદી થતી હતી નહિ.

૭ વાગતે—માટીડાઓ તથા છોકરાઓના ટોળા મોહલાઓમાં ફરતા અને ગરબડ સરબડ કરતા હતા.

૮ વાગતે—એજ પ્રમાણે લોકોના ટોળા ફરતા હતા, અને ભાગચોધડીએ કોઈ દુકાન ઉઘાડે તો તેને ધમકાવી તથા ગાળો દઇને પાછી બંધ કરાવતા.

૯ વાગતે—લોકોના ટોળાને ટોળા હજુર મોહલાઓમાં વધારે જોરશોરથી ફરતા, અને દુકાનદારોને જો તેઓ દુકાનો ઉઘાડે તો સઘળું બાજફોડ કરી નાખવાની ધમકી આપતા. કોટ બાહેરથી આવતી ઘણીક ગાડીઓ તથા રાહદારીઓને દેવનના મોહનાની બાહેર અટકાવામાં આવ્યા હતા, અને બાહેરકોટથી બજાર તથા સરસામાન લઈ આવતા હેલકરીઓને મારી તેમના ટોપલાઓ નાખી દેતા હતા.

---

૧ શેઠ માણેકજી કાવસજી દમણવાલાના બપાવા એવણના બાપ આ૦ ભીખાજી ભરડા અસલમાં તારાપોરના વતની હતા. ત્યાંથી પીંડારાઓની લુટ તથા ધાડને લીધે કંટાળી ઈ૦ સ૦ ૧૭૪૬ માં ઉદવાડા ખાતે આવી વસ્યા હતા.

૨ આ બાબે તે વેળાના બંને ઇંગ્રેજી વર્તમાન પત્રો—બોમ્બે કુરીઅર અને બોમ્બે ગેઝેટમાં, નીચે પ્રમાણે લખ્યું હતું —

"The annual order for a general massacre of the dogs—which have become more numerous and insufferable of late than they ever were known before—has always we believe, been considered by the Natives as a very objectionable act of power, but has rarely if ever led to anything like open resistance. Having this year however, been more rigidly enforced than usual, it appears to have excited a degree of indignation which nothing could repress.
We have been given to understand that the order itself is not so much objected to as the manner in which it is executed, and that if, instead of the brutal butcheries which constantly take place in the verandahs and entrances of the houses occupied by natives, the emissaries of the Police were to confine themselves strictly to the streets and highways, little or no notice would be taken of them and their occupation."

[*Bombay Courier, 9th June 1832*]

"This insurrectionary movement appears to have been occasioned by the last Edicts of Government for the destruction of all dogs found straying about without Owners—edicts the most necessary, but which do not appeared to have been carried into effect with that deference to the feelings and prejudices of others, that has so universally been acknowledged to be both necessary and proper, more particularly when those feelings and prejudices are connected with Religion.

[*Bombay Gazette, 9th June 1833*]

અલબત્તા, પોલીસની આ ખામી કાઢયા છતાં ઇંગ્રેજી પત્રોએ દેશીઓને પણ મુલકનો ભંગ કરવા આ આડો રસ્તો લેવાને ઠબકો આપ્યો હતો.

૩ બોમ્બે કુરીઅર, તા૦ ૯ મી જુન ૧૮૩૨. કેહેછે કે આ મારામારી કોટમાં પારસી બજાર સ્ટ્રીટમાં હાલ જ્યાં શેઠ હીરજીભાઈ હોરમસજી શેઠના તથા શેઠ સોરાબજી શાપુરજી બંગાલીના રેહવાના ઘર છે તે તરફ થઈ હતી.

૧૦ વાગતે—પોલીસ અને પોસ્ટ આફીસ તરફ લોકોનું એક મોટું ટોળું ભેગું મળ્યું હતું. આ વેળાએ ત્યાં સરકારે લશ્કર બોલાવવાની અરજ કરાઈ, પણ પારસીઓએ તે માની નહિ

૧૧ વાગતે—મોહોલ્લાઓમાં સમશાંન, પણ પોલીસ આફીસની આજુબાજુએ લોકોની ભીડ.

૧૨ વાગતે—લશ્કર આવી પોહચવાની ખુમ પડી, તોપણ લોકો બેદરકાર નાહના નાહના ટોળાઓમાં ઉભા રહ્યા, અને મોટે મોટે વાતો કરવા લાગા.

૧ વાગતે—"કુવીનસ રાયલ" ની પલટણની ટુકડી પાલવાના દરવાજા તરફથી કોટમાં જલદીથી આવતી જણાઈ, જે જોઈ લોકોએ ધસારાબંધ નાહસવા માંડયું. વાણીયાઓ અને પારસીઓનાં ટોળાઓ બોમ્બે ગ્રીન તથા બજારગેટ તરફ વીખરાઈ ગયા. પલટણની ટુકડીએ પેહલા શેઠ એદલજી ફરામજી (આલમલેસ) ની દુકાન આગળ ધામો નાખ્યો, અને તે પછી તુરત સરકારી વેર હાઉસ તથા બીજી જગાઓ આગળ ફરવા માંડયું. હિયા સઘળા માજીસ્ટ્રેટો, જસ્ટીસ ઓફ ધી પીસો, લશ્કરનો કમાનડન્ટ, ટાઉન મેજર, અને ઘણાક લશ્કરી તથા દરીયાવર્દી અમલદારો એકઠા મળ્યા, અને તેઓની હજુરમાં પોલીસના ચીફ માજીસ્ટ્રેટે "રાયટ એક્ટ" વાચી સંભળાવ્યો. જે પછી પલટણની ટુકડીએ કોટમાં બજારગેટ તરફ વીખરાઈ જઈ કેટલાક તોફાનમાં સામેલ રહેલા દેશીઓને પકડી પોલીસને સ્વાધીન કીધા. એ પછી ત્રણ વાગતામાં સઘળું સમાધાન થયું, અને પલટણને કીંગ બગીચામાં આખી રાત હથીયાર સાથે રેહવાને તથા જરૂર પડે તો મદદને માટે આવવાનો હોકમ કીધો હતો. પણ તેની ફરી જરૂર પડી હતી નહિ.[1] એ પછી સાંજના પોલીસના ચીફ માજીસ્ટ્રેટે દેશી કોમના આગેવાનોને બોલાવી તેઓને લોકોને સમજાવી બીજે દીને દુકાનો ઉઘડાવવા તથા કાએદાસર ચાલવા, વીગેરેને માટે શીખામણ દેવાને કહ્યાથી "પારસીની પંચાતનો નશાખાસાર તથા હીંદુના મહાજનનો ભાટ મોહલે મોહલે પોકારવા લાગા જે શેઠીયાઓએ કેહવાડ્યું છે જે સરવેએ સુલેહસંપથી રેહવું તથા બામદાદમાં દુકાનો ઉઘાડવી. કોઈએ રસ્તામાં ખલેલો કરવો નહી."[2]

તા૦ ૮ મી જુન.

રોજ ૧૧ માહ ૯ (શે૦) ૧૨૦૧ યઝદજરદી

આજ દીને દીવ મધે મુંબઈવાળા શેઠ જાંગીરજી નસરવાનજી વાડીઆએ બંધાવવા માંડેલા દોખમાનો નાણો પુરવાની ક્રિયા કરવામાં આવી હતી.[3]

---

1 બોમ્બે ગેઝેટ, તા૦ ૯ મી જુન ૧૮૩૨. વળી એજ હુલ્લડને દિવસે બનેલા એક દલગીરી ભરેલા બનાવની તા૦ ૮ મી સપટેમ્બર ૧૮૩૨ ના "બોમ્બે ગેઝેટ" મા નોંધ લીધી છે. તે એ કે હુલ્લડને દીને બપોરના એક આબરૂદાર પારસી ગ્રહસ્થનો દીકરો કોઈ ઈંગ્રેજ ગ્રહસ્થ કે જે તેના બંગલામાં ભાડુત હતો તેની આફીસમાં ભાડાને લગતા કાંઈ કામસર ગયો હતો. ત્યાંથી પાછો ફરતાં તેણે રીજમીટના સોલજરોને હુલ્લડખોરોની પછવાડે દોડતા જોયા, જેથી તે પણ બીહીને હુલ્લડખોરોના ટોળાની સાથે નાસવા માંડયો, અને તેની પુઠે પણ બે સોલજરો આવતા જોઈ એક નજદીકના ઘરમાં પેઠો, અને ત્યાં માર્યાજવાની બીહકથી તદ્દન બેહોશ થઈ પડયો. એ પછી હુલ્લડનો ઘભરાટ નરમ પડવા બાદ તેને પોતાને ઘેર લઈ ગયા, અને સાજો કરવાના દરેક ઉપાયો લીધા પણ તે બીચારાએ એવીતો સખત હેબત ખાધી હતી કે એક અઠવાડીઆમાં તે મરણ પામ્યો.

આએ હુલ્લડ કરવાની આગેવાની લેનારા ધણીઓનો જે કોઈ બરાબર પત્તો મેળવી આપે તેને રૂ૫૦૦) નું ઈનામ આપવાનો સીનીયર માજીસ્ટ્રેટ મી૦ જે ડી દાવતરીએ જાહેર ખબર છપાવી હતી.

એ પછી એ હુલ્લડમાં પકડાયલા ૧૮ જણાની તપાસ એજ સાલના અકટોબર માસની અપરાધીઓની છાડણ કરનારી શેશનમાં ચીફ જસટીસની હજુરમાં છ દિવસ ચાલી હતી. તે વેળાએ જુરીએ ઉપલા ૧૮ માના ૧૦ જણને અપરાધી ઠેરવ્યા હતા, જેઓમાં ૮ પારસી અને ૨ હિંદુ હતા. એઓમાં માહેલા બે જણાને ૧।। વર્ષ, ત્રણ જણાને એક વર્ષ, એક જણને ૯ માસ, ત્રણ જણાને ૬ માસ, અને એક જણને ૧ માસના કેદખાનાની સજા તા૦ ૨૩ મી અકટોબર ૧૮૩૨ ને દીને ચીફ જસટીસે કીધી હતી, તથા બે વર્ષ વેર સુલેહથી રેહવા માટેના જામીન તથા હાથ મચલકા લખાવી લીધા હતા.

આ બનાવ અંતરેના કેટલાક અજ્ઞાન લોકોના ધર્મ સબંધી જોસ્સાને લીધે બન્યો હતો. તેમાં કસો રાજ દ્રોહકારી હેતુ હતો નહિ, ઈંદા કોઈ પણ શખસ સત્તાવાળાઓની સામે થયો હતો નહિ. આ માટે એ હુલ્લડને દિવસે અંતરેની "ગારીસન" ના કમાનડર કરનલ બોમગારડે સુપરીમ કોરટની શેશનમાં એ મુકદમાની વેળાએ શાક્ષિ આપતાં નીચે પ્રમાણે કહ્યું હતું —

I came through the crowd in Captain Seton's buggy, who brought me from Colaba to the Police Office. The crowd opened out for me as the horse approached; there was no opposition offered. The few that I could see were moving each other out of the way with their hands. A few had chettrys in their hands. The only noise I heard was a calling to each other to open out.

2 મુંબઈના શમાચાર, તા૦ ૯ મી જુન ૧૮૩૨

3 આ દાહાડોવાર મુંબઈની આગલી પારસી પંચાતના શેક્રેટરી મરહુમ શેઠ પેશતનજી માણેકજી જમશેદવાલાની એક ખાનગી નોંધની ચોપડી ઉપરથી અમોને મળયો છે

તા૦ ૬ મી જુન

આજ દીને મુસલમાનોના મોહોરમની કતલની રાત હોવાથી પારસી પંચાયતના અકાબરોએ આજના "મુંબઇ સમાચાર" મા જાહેર ખબર છપાવી સર્વે પારસીઓને જાહેર કીધુ હતુ કે કોઇએ આજે રાતનાં તથા આવતી કાલે તાબુત નાખતી વેળાએ તમાશો જોવાને જવું નહિ.[૧]

તા૦ ૩૦ મી જુન

મુંબઇના નામદાર ગવરનર ઇન કૌનસીલે ઇ૦ સ૦ ૧૮૩૧ ના ૧૮ મા કાએદા પ્રમાણે આવતી તા૦ ૧ લી જુલાઇથી મુંબઇ ઇલાકાને લગતાં ગામોના "જ્યુડીશીઅલ" ખાતામા નેટીવ જડજો, તથા પ્રીનસીપાલ અને સીનીઅર કમીશનરો તરીકે ૧૫ હિંદુ, ૧૧ મુસલમાન, અને નીચેના ૬ પારસીઓને ઓહોદા આપ્યા હતા[૨] —

શેઠ શાપોરજીશાહ ધનજીશાહ, સુરતના નેટીવ જડજ.

શેઠ અરદેશર ધનજીશાહ બાહાદૂર, સુરતના નેટીવ પ્રીનસીપાલ કમીશનર.

દસ્તૂર કાવસજી અસપંદીઆરજી, ભરૂચના નેટીવ પ્રીનસીપાલ કમીશનર.

દસ્તૂર ફરદુનજી કામદીનજી, સુપા પરગણાના નેટીવ પ્રીનસીપાલ કમીશનર.

શેઠ હોરમજી નવરોજજી, ડેમુર ગામના નેટીવ પ્રીનસીપાલ કમીશનર.

શેઠ સોહરાબજી ભીમજી, તારાપોરના જુનીઅર પ્રીનસીપાલ કમીશનર.

તા૦ ૨૧ મી જુલાઇ.

રોજ ૨૪ માહ ૧૦ (શેં૦) ૧૨૦૧ યજદજરદી

**મરણ**—દસ્તૂર કૈખુશરૂજી નવરોજજી સંજાણા[૩]—(ઉમર વર્ષ ૬૫) સુરતવાળા દસ્તૂર નવરોજજી રૂસતમજી સંજાણાના દીકરા. એવણ પોતાના વખતમા જરથોસ્તી મજહબને લગતી બાબદો તથા ભાષાઓમા ખબરદાર હતા. ઇ૦ સ૦ ૧૮૨૩ મા સુરત મધે મરહુમ શેઠ દાદાભાઇ નસરવાનજી મોદીની નઇઅતે પગાવેના આતશ-બેહરામની ક્રિઆ કરાવવામા એવણે પણ મદદ કીધી હતી. ઇ૦ સ૦ ૧૮૩૦ મા એવણે "જેહાંગીર નામા" નો ફારસીમાથી ગુજરાતીમા તરજુમો કીધો હતો.[૪]

તા૦ ૨૪ મી જુલાઇ.

રોજ ૨૭ માહ ૧૧ (કં૦) ૧૨૦૧ યજદજરદી.

**મરણ**—રૂસતમજી પેસતનજી કાનાભાઇ—(ઉમર વર્ષ ૬૮) સુરતના શેઠ પેસતનજી કાનાભાઇ વકીલના નાના દીકરા. એવણ પોતાના બાપના મરણ પછી સુરત મધે રૂ, વગેરેનો વ્યાપાર કરતા હતા, અને નામી તવંગરી પાએના ગણાતા હતા. મુંબઇ મધે એવણ શેઠ ફરામજી કાવસજી બનાજીવાળા દોખમાનાં જશનની ક્રિઆમા શામેલ થવાને આવ્યા હતા, અને કાનમા કાંઇ દરદ થઇ આવવાથી અતરેજ મરણ પામ્યા હતા.

તા૦ ૨૫ મી જુલાઇ.

ઇંગલાંડની રોયલ એશીઆટીક સોસાઇટીએ પોતાના મેમ્બરોમાથી એક "કોરેસપાનડનસ કમીટી" નેમી હતી કે જેની મારફતે એશિઆખંડના લોકોને યુરોપમાથી તથા યુરોપના લોકોને એશિઆમાથી એકબીજાના દેશને લગતી દરેક ખબર મળી આવે. તે કમીટીએ નીચલી ચાર બાબદોની શોધ કરવી એવું ઠેરવ્યું હતું. (૧) હિંદુસ્થાનની ભાષાઓ બાબે. (૨) યુરોપ તથા એશિઆ વચ્ચે આગળથી જે વેહવાર હતો તેને લગતી પુરાતન ખબરો. (૩) હિંદુસ્થાનના કારખાનાઓ બાબે. અને (૪) જુદી જુદી જાતના લોકો જેવાકે યુરોપ તથા એશિઆના રેહનારાઓ હિંદુસ્થાનમા ક્યારે અને કેમ આવી વસ્યા તે બાબે. આ કમીટીનો સરનશીન સીલોનનો માજી ચીફ જસટીસ સર અલેકઝાનડર જાનસન હતો. એ કમીટીએ પોતાના ઘણુવાર રીપોર્ટ કરી સોસાઇટી આગળ રજુ કીધા હતા. તેમાનો ત્રિજો રીપોર્ટ આજના "બોમ્બે ગેઝેટ" મા છપાયોછે, જેમા નીચેનો ફકરો પારસીઓ બાબે આવેલોછે —

"મુંબઇના પારસીઓ વિદ્યા હુનરના ફાએદાની કદર પીછાણનારછે તેઓ પાસે નાણું ઘણું હોવાથી તેઓ એશિઆખંડની ઘણી જગાઓપરનો વ્યાપાર કરેછે તેઓએ દસાતીર પુસતકના બનાવનાર મુલ્લા ફીરોજના બાપ મુલ્લા કાઉસને પોતાને ખરચે થોડાક વર્ષ ઉપર

---

[૧] મુંબઇના સમાચાર, તા૦ ૯ મી જુન ૧૮૩૨

[૨] મુંબઇના સમાચાર, તા૦ ૨૦ મી જુન ૧૮૩૨

[૩] મરહુમ દસ્તૂર એદલજી દારાબજી સંજાણાના પિત્રાઇ, તથા દસ્તૂર પેશોતનજી બેહરામજી સંજાણા અને નવરોજજી શાપુરજી સંજાણાના સગા બાવા. એવણને હાથના કીધેલા કેટલીક પુસ્તકોના ગુજરાતી તરજુમા દસ્તૂર પેશોતનજી પાસે મોજુદછે

[૪] આ તરજુમો ઇ૦ સ૦ ૧૮૭૫ મા ખોદાબખશ બેહરામ યઝદી નામના એક ઇરાનીએ "આપઅખતીઆર" છાપાખાનામા છપાવી બાહેર પાડયો હતો

ઈરાન જે કાંઈ પારસીઓને લગતી ખીના બાકી બચેલી હોય તેની શોધ કરવા મોકલ્યો હતો.[૧] મુલા ફીરોઝ જ્યારે ઈરાનમા તે કામપર હતો ત્યારે દસાતીરનુ પેહલવી ભાષાનુ એક પુસ્તક શોધી કાઢીઉં, અને તે અજાએબ જેવાં પુસ્તકનો તરજુમો ઇંગ્રેજીમા ઈ૦ સ૦ ૧૮૧૮ માં મુંબઈમા છપાવી પ્રગટ કર્યો, તે ઉપરથી જણાએછે કે મુંબઈના પારસીઓ પોતાના અસલ દેશને લગતી બાબદો શોધી કાઢવાની ઘણી આગ્રેહ રાખેછે. માજી વાહણ ખાતાના વડા બીલ્ડર જમશેદજી બહમનજીએ જે હુશિયારી તથા ચાલાકી દેખાડીછે તે ઉપરથી જણાએછે કે પારસીઓ મોટા અને ઉપયોગી કામો માથે લેવાને તથા વિદ્યા હુનર અને કારીગરીના કામોમા પડવાને પુરતા લાયકછે, અને તેના બિરાદર બહમનજી હોરમજજી પોતાના દેશીઓની કેળવણી તથા નીતિનો વધારો કરવાની ખંત તથા લોચના રાખેછે. પારસીઓ ઇંગ્રેજી ભાષા શિખવાને તથા સારી રીતભાતો જાણવાને યુરોપ્યન વિદ્યા હુનર તથા ભણતર જે તેમને હિંદુસ્થાનમાંથી મળી આવેછે તેને ઘણું અમુલ્ય સમજેછે."[૨]

તા૦ ૧૩ મી આગસ્ટ.

આજ દીને "મુંબઈના શમાચાર" પત્રના અધીપતી મોબેદ ફરદુનજી મરજબાનજીએ પોતાનાં પત્રમા એક બયાન જાહેરીકલ લખી તે પત્ર માથનો પોતાનો સબંધ છોડયો હતો, અને તેમા સેવટે લખ્યુ હતુ જે "અમારા હાથ તરેનો દેનવાએલાજ એક સબબ હોવેથી આએ પતરનુ અધીપતીપણુ અમારા શેઠણુપરજ મનાવશે." આ નવા અધીપતી મોબેદ ફરદુનજીના એક એવી ઉત્વારેવાલા એ૦ ટેહમુરજી રુસતમજી મીરજાં હતા, કે જેમનુ નામ એની બાજે દીનથી સમાચારમા તેના પરવરતાવનાર તરીકે આવા કરતુ હતુ.

તા૦ ૨૩ મી આગસ્ટ.

રોજ ૨૭ માહ ૧૨ (કદ) ૧૨૦૧ મજદજરદી.

**મરણ**—દસ્તુર મનચેરજી કેકોબાદજી મુલા ફીરોઝના—ઉમર વર્ષ ૮૨) મરહુમ મુલા ફીરોઝ બીન કાઉસના વડા બિરાદર. એવણ પ્રથમમા મુલા ફીરોઝજીનાં વ્યાપાર વનજના કામોમા પડેલા હતા. ઈ૦ સ૦ ૧૮૦૨ મા પોતાના બાપાવા મુલા કાઉસ રુસતમ જલાલના હેદરાબાદ ખાતે મરણ પામવાથી એવણ તે તરફ ગયા હતા, અને બે વર્ષ ત્યાં રહી આવ્યા હતા. એ પછી ઈ૦ સ૦ ૧૮૨૭ મા ચીન ખાતે વ્યાપારસર ગયા હતા; તેવામા ઈ૦ સ૦ ૧૮૩૦ મા મુલા ફીરોઝજી મરણ પામવાથી તેમની જગોએ અંતરેની કદમી અંજુમને એવણને પોતાના વડા દસ્તુર ઠેરવ્યા હતા. પણ તે પછી એવણે અંતરે આવી તે ઓદ્ધો સંભાળેલો નહી, અને એકવાર પાછા ચીન જઈ ત્યાંથી બીમાર પડી અંતરે આવી ને ત્રણ માસમા મરણ પામ્યા હતા.[૩]

તા૦ ૧ લી સપટેમબર.

રોજ ૬ માહ ૧૨ (શે૦) ૧૨૦૧ યજદજરદી.

**મરણ**—હોરમજજી કુવરજી મોદી[૪]—ઉમર વર્ષ ૬૦) શેઠ કુવરજી કાવસજી મોદીના દીકરા. એવણ અંતરેની "કમીસરીએટ" મા દવા દારુ પોહચાડવાના તેમજ ઘોડાનાં અને બીજા પરચુરણ કંત્રાકટો લેતા હતા. એવણની મદદથી ઘણા પારસીઓને કમીસરીએટમા નાધના નાધના કંત્રાકટો મળતા હતાં.

તા૦ ૧૮ મી સપટેમબર.

મુંબઈની પારસી પંચાતનાં ફંડનો તા૦ ૧૭ મી અકટોબર ૧૮૩૦ થી તે તા૦ ૪ થી નવેમબર ૧૮૩૧ સુધીનો હીસાબ આજના "મુંબઈના શમાચાર" મા ટરસટીઓએ છપાવી પ્રગટ કર્યોછે. તેમાથી જોવામા આ-

૧ મુલા કાઊસ મુંબઈના પારસીઓને ખરચે નહિ, પણ સુરતવાલા કદમી પંથના આગેવાન શેઠ ધનજીશાહ મનજીશાહને ખરચે ઈરાન ગયા હતા એવુ આપણે આ પુસ્તકને સફે ૪૬ મે જોયુછે

૨ બોંબે ગેઝેટ, તા૦ ૨૫ મી જુલાઈ ૧૮૩૨

૩ એવણ પણ ફારસી ભાષામા તથા બીજી કેટલીક બાબદોમા ઘણા ખબરદાર હતા, અને તે માટે મરહુમ મુલા ફીરોજજીએ એવણને પોતાના વારેસ નેમ્યા હતા, તથા પોતાના મરણની પાચ દિવસ આગમજ એટલે તા૦ ૨૭ અકટોબર ૧૮૩૦ ને દીને મુંબઈના ગવરનર સર જાન માલકમ ઊપર એક પત્ર લખ્યો હતો, તેમા પણ તેવજ લખ્યુ હતુ કે "મેં મારી જીદગીનો ઘણો મોટો વખત "જારજનામુ" રચવામા ગુજાર્યોછે, અને હવે મને આ દુનિયાથી કુચ કરવાનો વખત નજદીક આવ્યોછે, માટે હુ અરજ કરુ છુ કે મારા કુટુંબના ફાએદાને માટે મારા મરણ પછી મારી મેહનતનો બદલો જેમ તમારી નેક નજરમા આવે તેમ આપવો. હુ તમારી ખાતરી કરુ છુ કે મારો બિરાદરો મોબેદ મનોચેહર બીન કેકોબાદ કે જે હાલ કંતાન ખાતેછે, અને તેની હુશિયારી વિષે મને પુરતો વિશ્વાસછે તે થોડા વખતમાં અંતરે આવી "જારજનામુ" પુરૂ કરશે. મારી આખરે છેલી અરજછે કે તમો મારા આજે બિરાદરને મારા વારેસ તરીકેનુ માન આપો, કે જેથી એ૦ મારા ઘેરમાથી નાબુદ થઈ જાય નહિ."

૪ શેઠો કુવરજી, ખરશેદજી, બાંગીરજી તથા હોરમજજી રુસતમજી મોદીના બસાવા

હેશ્રા હીસાબની બાકીના રૂ૭૧૫૧ાાા૭ ઉપરાંત આખાં વર્ષમા પંચાતના ફંડ ખાતે રૂ૧૦૦૮૮ાાપાા વક થઈ હતી, અને ખરચ કુલ રૂ૮૩૦૨) થયો તે બાદ કરતા વર્ષની આખરીએ તરસ્ટીઓના ાં સઘળા મળી રૂ૭૩૩૦૧)૧૨ાાા બાકી હતા.

તા૦ ૨૧ મી સપટેમબર.

આજ દીને મોબેદ ફરદુનજી મરજબાનજીએ મુબઈ સમાચાર છાપાખાનાંમાથી "બાગહાને કાતેહ" નુ । પુસ્તક મોટા કદના ૬૦૦ સફાનુ રૂ૬૦) ની બાહેર પાડયું હતુ.[1]

તા૦ ૨૪ મી સપટેમબર.

મુબઈની સુપરીમ કોરટના ચીફ જસટીસ સર હરકાપટને અતરેની પારસી પંચાતના અકાબરોને । કીધી હતી કે પારસીઓના વારસા હીસ્સાના મુકમો કોરટમા આવેછે ત્યારે તે સુકાવવાને ઘણો ગુા પડેછે માટે તમારાં ધર્મ પુસ્તકો અને રાહરસમો ી એક ધારાનો ખરડો કરી સરકારમા અરજી કરી ા કે જો તે ઇગલાડથી પસાર થઇ આવે તો તમારી ી લગતા કજીયા તે ધારા મુજબ ચુકે. આ ઉપરથી તના અકાબરોએ "પારસી લોકો વાસ્તે નવા રીતીન ઇંધાને કેટલાએક નવા ધારા બાધવાના સવાલોની ડી" એવે નામનુ કેટલીક ધારાની કલમોનુ એક ત્નુ "મુબઈના સમાચાર" છાપાખાનામા છપાવી અા જરથોશતીઓમા વેંહચ્યું હતુ—તે સાથે સુરત અને ી અદાલતના રેજીસટ્રાર મી૦ હાર્રી બારોડેલે ત્યાની તના શેઠીયાઓને કેટલાક પારસીઓના વારસા હીસ્સા ોના સવાલો પુછ્યા હતા, તેના જવાબો તે સાહેબોએ આપેલા હોવાથી તે સવાલો પણ આમે ચાપાનીયામા પ્યા હતા, અને આજના મુંબઈના સમાચારમા મદેહ ર આપી સર્વે જરથોશતીઓને અરજ કીધી હતી કે ેમી તેમા કાંઈ સુચના કરવી હોય તે પોતાની સહી ે લખી પંચાતના અકાબરો ઉપર મોકલી આપવી પછી અજુમન મેળવી તે ખરડો નકી કરી વળીએ િ ઇગ્લાડ મોકલી આપવામા આવશે.[2]

તા૦ ૨૯ મી સપટેમબર.

અતરેના એક જાણીતા પારસી વ્યાપારી શેઠ ફરદુનજી લીમજી પાંડેએ પોતાના એક દીકરા શેઠ દીનશાહજીને ઇગલાડ કેળવણી લેવા માટે વાહણ "અરલ આૅફ એલડન" મા મોકલવાની ગોઠવણ કીધી હતી. આ માટે તેવણે મુંબઈની સરકારને અરજ કીધાથી સરકારે એવી રીતે તવગર દેશીઓને પોતાના છોકરાઓને ઇગલાડ કેળવણી લેવા મોકલવાને ઉત્તેજન મલે, માટે "કોરટ આૅફ ડાએરેકટરસ" પર તે તરફ શેઠ ફરદુનજીની આ મુબ મતલબમાં દરેક પ્રકારની મદદ આપવાને લખી જણાવવાને કબુલાત આપી હતી.[3]

તા૦ ૬ ઠી નવેમબર.

રોજ ૭ માહ ૩ (કદમી) ૧૨૦૨ યજદજરદી.

**મરણ**—બરજોરજી શોરાબજી રૂસતમ ફરામના[4]—ઉમર વર્ષ ૫૦) શેઠ શોરાબજી માણેકજી રૂસતમ ફરામના વડા દીકરા. એવણ પોતાના બાપની તરફથી વ્યાપારને માટે ચીન તરફ આવજાવ કરતા હતા, અને ત્યાની બની મની ૨૨ સફરો કીધી હતી. પછવાડેથી બાપે પોતાનો સઘળો વહીવટ પણ એવાને પોતાના બ વે ભાઈઓ સાથે સોપ્યો હતો.

તા૦ ૧૧ મી નવેમબર.

આજ દીને ફરંગતના રાજમા આવેલાં મસુરી નામના ગામડામા શેઠ પેશતનજી કુવરજી વકીલના ઘરમાં ૩૦ થી તે ૩૫ લટારાઓ નાગા હથીઆર સમેત દાખલ થઈ સઘળો તેમનો અસબાબ લુટી લઈ ગયા હતા. તેઓની શોધને માટે થાણાના આસીસટંટ કલેકટર અને ફુમાવીસદારે ૭૫ માણસો મોકલ્યા હતા, પણ કસો પતો હાથ લાગો નહિ[5]

---

[1] મુબઈના સમાચાર, તા૦ ૨૧ મી સપટેમબર ૧૮૩૨

[2] મુબઈના સમાચાર, તા૦ ૨૪ મી સપટેમબર ૧૮૩૨

[3] The Government of Bombay duly appreciating the public spirit of Furdoonjee Sett, and desirous of encouraging wealthy natives to send their children to England for education, has we understand, promised, at the request of that Gentleman, to write to the Court of Directors to beg they will give every assistance in their power to Furdoonjee Sett's friends in England towards the accomplishment of the objects he has in view in sending his son to that country
[*Bombay Gazette, 29th September* 1832.]

એ પછી તા૦ ૧૮ મી અકટોબર ૧૮૩૨ ને દીને મજકૂર શેઠ દીનશાહજી ફરદુનજી પાંડે પોતાની સાથે બે પારસી નોકરો લઈ વાહણ "અરલ આૅફ એલડન" મા સુવાર થઈ ઇંગલાડ કેળવણી લેવાને ગયા હતા

[4] શેઠ ડોશાભાઈ બરજોરજી રૂસતમ ફરામના બાવા

[5] બોમ્બે ગેઝેટ, તા૦ ૨૪ મી નવેમબર ૧૮૩૨.

તા૦ ૧ લી ડીસેમબર.

બંગાલ ઈલાકામાં આવેલાં બાલાસોર નામનાં કટક શેહેરના એક ગામમાં ચાલેલા સખ્ત દુકાલથી ભુખે મરતા ગરીબ લોકોના આશરાને માટે આવરદાના શેઠ જમશેદજી જીજીભાઈએ રૂ૫૦૦) ની એક રકમ કલકત્તા ખાતેના પોતાના આડતીઆની મારફતે તે તરફ મોકલી હતી.[1]

તા૦ ૬ ઠી ડીસેમબર.

રોજ ૭ માહ ૩ (યઝ૦) ૧૨૦૨ યજદજરદી.

મરણ—નસરવાનજી બરજોરજી દાદીબરજોરનાં[2]—(ઉમર વર્ષ ૫૦) શેઠ બરજોરજી દોરાબજી દાદીબરજોરના બીજા દીકરા. એઓ પ્રથમમાં પોતાના બાપના વ્યાપાર વણજના કામમાં સામેલ હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૧૮ માં બાપનાં મરણ બાદ શેઠ લીમજી કાવસજી બનાજીની સાહેતા હેઠળ દુકાનનું કામ કરતા હતા.

## ઈ૦ સ૦ ૧૮૩૩.

આએ વર્ષના "બોમ્બે કુરીઅર" માંથી લીધેલા એ કાલેનડરમાંહે[3] સઘળી બીના નીચલા ફેરફાર સિવાય આગલા કાલેનડરની માફક છે.

"બોમ્બે નેટીવ એજ્યુકેશન સોસાઈટી" ની જનરલ કમીટીમાં તથા છોકરાઓને શિખાવવા માટે નવી ચોપડીઓ બનાવવા માટે ઠેરેલી કમીટીમાં પારસી મેમબરો તરીકે શેઠ દાદાભાઈ સોરાબજી મુનશીની સાથે દસ્તૂર રૂસ્તમજી કેકોબાદજી મુલ્લાં ફીરોજનું નામ વધારેલું છે.

પારસી વાહણવટીઓની ટીપમાં વાહણ "જામ્ને બારડન" તથા "ફોર્ટ વીલ્યમ" એ બન્ને જમશેદજી જીજીભાઈની કંપનીનાં નામપર, તથા વાહણ "ડેરન" નસરવાનજી એદલજી અને પેસ્તનજી શાપુરજી પારેખના નામપર છે. તથા બ્રીગ "હીંદુસથાન" નું નામ નથી. એ ઉપરાંત નીચલાં નવા વાહણો પારસીઓના નામપર ઉમેરવાં —

| વાહણનું નામ | માલેક. | ટણ. |
|---|---|---|
| ફેવોરીટોબા | વીકાજી મેહેરજી | ૭૧૦ |
| આરસઆકરેર | મેહેરવાનજી નવરોજજી (નાશીકવાલા) ની કંપની | ૫૧૦ |
| ગુબના (બ્રીગ) | ફરામજી રતનજી મુસ | ૧૨૦ |

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૧ લી ડીસેમબર ૧૮૩૨
આ સખાવતને માટે કલકત્તાનું "કુરીઅર" પત્ર કહે છે કે તે બંગાળાના તવંગર બાબુઓને શરમ પોહચાડનારી છે, કેમકે તેઓએ આ બાબતમાં કશી વખાણવા જોગ મદદ દીધી હતી નહિ. આ માટે તે લખે છે કે—

"Jamsetjee Jejeebhoy, the most eminent Parsee Merchant of Bombay, has put to shame many a richer Baboo of Calcutta, by the munificent donation of 500 Rs. to the Cuttack Fund. We say with pride that our friend Jamsetjee has an English heart, as well as the mind of an enlightened Englishman.

[Calcutta Courier, 15th November 1832.]

૨ શેઠ અરદેશર તથા પેસતનજી નસરવાનજી દાદીબરજોરના બાવા

3 The Bombay Calendar and Almanac for 1833. Bombay, printed at the Courier Press.

તા૦ ૮ મી જાનેવારી.

આજ દીને અતરેની "એગ્રીકલચરલ એન્ડ હારટીકલચરલ" સોસાઈટીની એક સભામાં શેઠ ફરામજી કાવસજી બનાજીએ પોતાની સાસટીવાલી મીલકતમાં મી૦ ટાઉની મારફતે આણેલી મોરીસસની સેરડીનો સારો પાક થએલાની બીના કહી સમજાવી. તેવણે કહ્યું કે મેં ૧૦૦૦ સેરડી તપાસને માટે મુંબઈના બજારમાં વેચવાને મોકલી તેના રૂ૨૭) ઉપજેઆ, અને વળી તે સઘળાઓને ઘણી પસંદ પડતી થાય. આથી તેવણે સાત વીઘા જમીનમાં આસરે ૨૬૦૦૦ સેરડી રોપી છે, કે જે હવે મુંબઈના બજારને બસ થાશે, અને વળી સારી, જાડી, તથા મીઠાસદાર સેરડી મળશે.[4]

તા૦ ૧૧ મી જાનેવારી

આજ દીને સુરતની પાસેનાં અડાજણ ગામમાં ત્યાંના એક વતની શેઠ જમશેદજી લીમજીભાઈએ એક કુવો બંધાવી ધર્મ ખાતે લોકોને વાપરવાને ખુલ્લો મુક્યો હતો.[5]

તા૦ ૧ લી ફેબરવારી.

આજ દીને મુંબઈના જાણીતા વ્યાપારી શેઠ બરજોરજી કાવસજી બનાજીએ આનરેના બાગમાં આવેલી મનવાર "મેલવીલ" પરના અમલદારો તથા તેના "આડમીરલ" ને પોતાના બંગલામાં એક મોટી જીયાફત તથા દેશી નાચ આપ્યો હતો. ગાનારી સુંદરીઓના અવાજથી પરોણાઓ ઘણા ખુશ થયા હતા.[6]

૪ મુંબઈના સમાચાર, તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૩૩

૫ આ કુવાપર નીચે પ્રમાણે તખ્તી મારેલી છે:—
"સંવત ૧૮૮૯ પોસ વદ ૬ વા૦ શુક્ર તા૦ ૧૧
"જાનેવારી ૧૮૩૩ ઈસવી રોજ ૧૨ માહ ૮ મો ૧૨૦૨
"ઈજદજરદી પારસી જમશેદજી લીમજી અડાજણના"

૬ બોમ્બે ગેઝેટ. તા૦ ૨ જી ફેબરવારી ૧૮૩૩

તા૦ ૨ જી ફેબરવારી.

રોજ ૫ માહ ૫ (શ૦) ૧૨૦૨ યજદજરદી.

મરણ—એદલજી જીજીભાઈ વાછા[1]—ઉમર વર્ષ ૮૫) એવણ "એદલ વાછા" ને નામે અતરે જાણીતા હતા. ઈ૦ સ૦ ૧૭૬૮) મા પોતાના જન્મ ગામ નવસારીથી અતરે આવી એક નાહની ગાદીની દુકાન કાઢી હતી, અને તે પછી ઈ૦ સ૦ ૧૭૮૦) મા ઈંગ્રેજ બજારમા પીનાયતી સામાણ વગેરેની એક મોટી દુકાન સ્થાપી તેમા સારી પૂંજી એકઠી કીધી હતી. એવણને ત્રણ બેટા હતા[2] તે સઘળા એવણની હૈયાતીમાજ મરણ પામયાથી, પછવાડેથી દુકાન કાઢી નાખી એકાંત જીદગી ગુજારી હતી.

---

તા૦ ૬ થી ફેબરવારી

આજ દીને અતરેના જાણીતા બેપારીઓ મોતી ફગનાથની પેહડી તરફથી બંધાવેલુ ૫૦૦ ટનનુ એક નવું વાહણ પાણીમા ઉતારવાની ક્રિયા મજગામની ગોદીમા કરવામાં આવી હતી. આ વેળાએ માગીશ (બક-ટન ઠ) હેનસે તેના મુથાંન ઉપર એક શરાબની બાટલી ફોડી તે વાહણનું નામ "જમશેદજી જીજીભાઈ" કરી સર્વેની ખુશાલીના પોકારો વચ્ચે આપ્યુ હતું.[3]

---

તા૦ ૧૮ મી ફેબરવારી

રોજ ૨૧ માહ ૫ (શ૦) ૧૨૦૨ યજદજરદી.

આજ દીને શેઠ હોરમજજી ધનજી પટેલે પોતાના દીકરા મરહુમ શેઠ રતનજીના ઉઠમણાની મજલેશમા તેમની નહીંએતે ડંકનરોડ ઉપર પોતાની કરોડી આગળ એક દરેમેહેર બંધાવવાની તદબીરમતી પદાવી હતી, તથા ૩૫૦૦) અતરેની ગંભાતના દાદબાગના ફંડમા આપ્યા હતા.[4]

---

[1] શેઠ રતનજી ફરામજી વાછાના બપાવા, તથા શેઠ એદલજી મનચેરજી વાછા, કમીસરીવાળાના બાપના બપાવા.

[2] શેઠો દાદાભાઈ, જમશેદજી, ફિરસાંગજી, માણેકજી, અને ફરામજી એદલજી વાછા

[3] બોમ્બે કુરીઅર, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૩૩

એ વાહણ ઈ૦ સ૦ ૧૮૩૭ મા ચીનથી ત્રણ લાખ રૂપીઆની ખાંડ ભરી અતરે આવતા કુએલાનની વાવટાકાઠીથી બે મેલ દૂર એક ખરાબા પર ચડી તા૦ ૭ મી જાનેવારી ૧૮૩૭ ને દીને ભાગુ હતુ.

[4] મુંબઈના જામેજમશેદ, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૩૩

તા૦ ૧૦ મી માર્ચ.

રોજ ૧૧ માહ ૬ (શ૦) ૧૨૦૨ યજદજરદી.

આજ દીને નીલ મધે મુંબઈવાલા શેઠ જાગીરજી નસરવાનજી વાડીઆએ એક દોખમુ બંધાવી પુરાણુ હતુ.[5]

---

તા૦ ૧૧ મી માર્ચ.

રોજ ૧૨ માહ ૬ (શ૦) ૧૨૦૨ યજદજરદી.

મરણ—દસ્તૂર ફરામજી રૂસતમજી વલસાડવાલા—ઉમર વર્ષ ૭૦) વલસાડમા પેહલવેહલા થયલા વડા દસ્તૂર. એવણ વલસાડમા સઘળા મોબેદોમા વધારે આબરૂદાર હોવાથી ત્યાના લોકોએ એમને પોતાના દસ્તૂર ઠેરવ્યા હતા

---

તા૦ ૧૩ મી માર્ચ.

રોજ ૧૪ માહ ૬ (શ૦) ૧૨૦૨ યજદજરદી.

મરણ—દોરાબજી મનચેરજી બનાજી—ઉમર વર્ષ ૭૦) શેઠ મનચેરજી મેહેરવાનજી બનાજીના બીજા દીકરા. એવણ પ્રથમમા પોતાના બાપની "બનાજી લીમજી" ના નામથી ચાલતી પેહડીમા તેમના હાથ હેઠલ કામકાજોમા પડેલા હતા. તે પછી વાહણોમા માલ લાદવાને માટે "ડુમરવાસ" ભાડે આપતા હતા, અને તેમા એક મોટી પૂંજી એકઠી કીધી હતી.

---

તા૦ ૨૨ મી માર્ચ.

મુંબઈની નેટીવ એડયુકેશન સોસાઈટીની વાર્ષિક સભા આજ દીને મળી હતી. નામદાર ગવરનર અરલ ઑફ ક્લેર સભાપતીની ખુરશીએ બીરાજ્યો હતો. સેક્રેટરીએ રીપોર્ટ વાચ્યાબાદ ગવરનરે પોતાને હાથે ચઅન છોકરાઓને ઇનામ તથા "પેટ સ્કાલરો" ને સનદ આપી હતી.

, તે પછી શેઠ ફરામજી કાવસજી બનાજીએ દરખાસ્ત કીધી અને શેઠ દેવીદાસ હરજીવણદાસે ટેકો આપ્યો કે "નામદાર ગવરનરે મેહેરબાની કરી મસનદીનની ખુરશી લીધી તેથી તેમનો ઉપકાર માનવો."

---

[5] આ દોખમાપર તણી મારેલી નથી, પણ તેને પરસાવવાના જશનમા સામેલ થવાને શેઠ જાગીરજીએ તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૩૩ ના મુંબઈના જામે જમશેદની મારફતે સર્વે જરથોસ્તીઓને અરજ કીધી હતી, તેમજ ત્યા જનારા જરથોસ્તીઓ સારૂ ઊતારાની જગો તથા ખાધા પીધા વગેરેની ગોઠવણ શેઠ ફરામજી બરજોરજી દાદીસરજોરનો—કે જેવણના ઊપરીપણા હેઠલ એ દોખમુ બંધાયુ હતુ, તેવણે કીધી હતી

શેઠ બહમનજી હોરમજજી વાડીઆએ દરખાસ્ત કીધી અને તેને શેઠ જમશેદજી જીજીભાઈએ ટેકો આપ્યો કે "આએ ખાતાની કમીટીએ પોતાનો ઓહદો ચાલાકીથી બજાવ્યો માટે તેમનો ઉપકાર માનવો.

શેઠ ફરામજી કાવસજી બનાજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ બહમનજી હોરમજજી વાડીઆએ ટેકો આપ્યો કે શેક્રટરીનો ઉપકાર માનવો. એ પછી સવરનરે એક નાધનુ જેવું ભાષણ કર્યાબાદ સભા બરખાસ્ત થઈ.[૧]

---

તા૦ ૧૭ મી આપરેલ.

રોજ ૧૯ માહ ૭ (શે૦) ૧૨૦૨ યજદજરદી.

**મરણ**—હોરમજજી શેરાબજી પોચ્ચ—ઉમર વર્ષ ૫૨) એઓ "હોરમજજી બાબી" ને નામે ઓળખાતા હતા. અને મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટના એક વિશ્વાસુ કારભારી હતા. એઓ પ્રથમમા શેઠ જમશેદજીની નોકરીમા તેમની સાથે ચીનની સફરે પણ જતા હતા. એકવાર શેઠ જમશેદજી તથા એઓ જે વાહણમા બેશી ચીન જતા હતા તે વાહણ સુમાતરાના કીનારા તરફ કોઈ ખડક સાથે અથડીને ભાગી ગયુ, તેવારે એઓએ પોતાનો જીવ જોખમમા નાખી પોતાના ધણી પાસે કેટલાક ભારે કીમતના મોતીના શરાઓ જે વીમા ઉતરાવેઆ વગરના હતા તે બચાવવાને ઘણી મેહનત કીધી હતી.[૨] આ ઉપરથી શેઠ જમશેદજીનો એઓ ઉપર ઘણો ઇતબાર બેઠો, અને એમનાં મરણની ઘડી લગણ એઓને પોતાની પાસેથી ખીસાડયા હતા નહિ.

---

તા૦ ૨૨ મી આપરેલ.

પુણા અને અહમદનગરની વચમા કારે નામના એક ગામમાં પાણીની બહુ તાણ પડવાથી મુંબઈવાળા શેઠ જમશેદજી જીજીભાઈએ ત્યા પોતાને ખરચે એક મોટો કુવો પુણાવાળા શેઠ શેરાબજી રતનજી પટેલની મારફતે બંધાવી પ્રજાને વાપરવા માટે ઓહદો મુકયો હતો.[૩]

---

તા૦ ૨ જી મેએ.

આજ દીને અતરેના "હરકારુ" છાપખાનામાથી પારસીઓના બચાઓને ધર્મનીતિ શિખાડવાની "ગહ-સુમાએ માજદીઅશની" નામે એક ચોપડી બાહેર પાડી હતી.[૪]

---

તા૦ ૫ મી મેએ.

રોજ ૭ માહ ૮ (શે૦) ૧૨૦૨ યજદજરદી.

આજ દીને નવસારીની પાસે મહવા ગામ મધે શેઠ માણેકજી જીનાજીએ એક દોખમુ બંધાવી પરશાવ્યુ હતુ. એને લગતી ક્રિઆ નવસારીવાલા દસ્તૂર રુસતમજી નશરવાનજી મેહેરજી રાણાના ઉપરીપણા હેઠળ થાઈ હતી.[૫]

---

તા૦ ૧૪ મી મેએ.

આજ દીને મુંબઈના યુરોપીઅન તથા દેશી ગ્રહસ્થોની એક જાહેર સભા અતરેના ટાઉનહાલમા ચીફ જસ્ટીસ સર હરબર્ટ કાંપટનના સરનશીનપણા હેઠળ મળી હતી. તે વેળાએ મુંબઈ અને યુરોપ વચ્ચે રાતા સમુદ્રને માર્ગે સ્ટીમરો ફરતી કરવાનો ઠરાવ થયો હતો, અને તે માટેની ગોઠવણ કરવાને કેટલાક ઇંગ્રેજો તથા બે પારસીઓ (શેઠો નવરોજજી જમશેદજી વાડીઆ અને ખરશેદજી રુસતમજી વાડીઆ) ની એક કમીટી નેમી હતી, તથા સભામાજ એક ઉઘરાણાની ટીપ કરવી કીધી હતી, જેમા ઇંગ્રેજોના રુ૨૪૫૫૦), હિંદુઓના રુ૧૭૫૦), મુસલમાનોના રુ૧૨૦૦), પોરટુગીઝોના રુ૫૦૦) અને પારસીઓના રુ૬૨૦૦) નીચે પ્રમાણે ભરાયા હતા.—

| | રૂપીઆ |
|---|---|
| શેઠ જમશેદજી જીજીભાઈ.... . . | ૧૦૦૦ |
| શેઠ દીનબાહ ફરદુનજીની વતી ફરદુનજી લીમજી પાંડે ... .... . . | ૧૦૦૦ |
| શેઠ બહમનજી હોરમજજી વાડીઆ અને ભાઈઓ . .... ... . . | ૫૦૦ |
| શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઈ . | ૫૦૦ |
| શેઠ નવરોજજી જમશેદજી વાડીઆ. . | ૫૦૦ |
| શેઠ ખરશેદજી રુસતમજી વાડીઆ . . | ૫૦૦ |
| શેઠ ખરશેદજી અરદેશર દાદી.. . .. | ૫૦૦ |
| શેઠ શાપુરજી શેરાબજી રતનજી પટેલ .. | ૫૦૦ |
| શેઠ જહાંગીરજી નશરવાનજી વાડીઆ .. | ૫૦૦ |
| શેઠ માણેકજી નવરોજજી વાડીઆ .... | ૫૦૦ |
| શેઠ માણેકજી ખરશેદજી સરાફ.. .. . | ૧૦૦ |
| શેઠ નવરોજજી દોરાબજી, તે હલકારુ અને વરતમાનના અધીપતી ... . .. | ૧૦૦ |

આ સભામા શેઠ માણેકજી ખરશેદજી સરાફે આ કામ પાર પડયાથી યુરોપ તથા હિંદુસ્થાનને અનેક પ્રકારના ફાએદાઓ થશે તે માટે એક ભાષણ કરી સંભળાવ્યું હતુ.[૬]

---

[૧] મુંબઈના સમાચાર, તા૦ ૭ મી આપરેલ ૧૮૩૩

[૨] મુંબઈનો બાહર, સફે ૬૬૬

[૩] મુંબઈના જામેજમશેદ, તા૦ ૨૨ મી આપરેલ ૧૮૩૩

[૪] બોમ્બે કુરીઅર, તા૦ ૨૭ મી આપરેલ ૧૮૩૩.

[૫] એ દોખમાપર તખ્તી મારેલી નથી, લેકીન એના પરશાવાનો રોજ રોજ વાર એ૦ જામાસપજી શેરાબજી દસ્તૂર મેહરજી રાણાએ મેળવી આપેલ છે

[૬] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૫ મી મેએ ૧૮૩૩

આ ફંડમા ઈ૦ સ૦ ૧૮૩૩ ની આખરી સુધીમા રુ૩૮૫૦૧) ભરાયા હતા.

### તા૦ ૫ મી જુલાઈ.

મુંબઈની સુપરીમ કોરટની અપરાધીઓની ઇનસાફ કરનારી આઠે વરસની ખાજીવારની શેશન આજ દીને ચીફ જસટીસ સર હરબરટ કાપટન તથા પુની જડજ સર જાન આદરીની હજુરમા મળી હતી. આ વેળાએ મુંબઈ મધે દેશીઓ પેહલવેહલા ગ્રાંડ જુરીમાં બેઠા હતા, તે જોવાને કોરટમાં ઠઠ મળી હતી, તથા બેનચ ઉપર એક બાજુએ ચીફ જસટીસની બાનુ તથા દીકરી પણ બીરાજયા હતા. પ્રથમમા ઇંગ્રેજ જુરરોને સપત આપ્યા બાદ નીચના દેશી જુરરોને સપત આપ્યા હતા —

શેઠો ફરામજી કાવસજી બનાજી, જમશેદજી જીજી-ભાઈ, બમનજી રૂસતમજી વાડીઆ, ખરશેદજી કાવસજી બનાજી, દેવીદાસ હરજીવણદાસ, ધાકજી દાદાજી, મહમદ અલી રોગે, જગનાથ શંકરશેઠ.

એ પછી સર જાન આદરીએ તેઓને ગાંમખાતાના તથા ઇનસાફના કારોબારમા શામેલ કીધા તેની ઘરતા સખુનોમા મુબારકબાદી આપી કોરટનુ કામ ચાલું કીધું હતુ.[૧]

---

### તા૦ ૨૩ મી જુલાઈ

### રોજ ૨૬ માહ ૧૦ (શે૦) ૧૨૦૨ યેજદજરદી

આજ દીને બાઈ દીનબાઈ તે શેઠ બરશેદજી જમશેદજી જીજીભાઈના પેહલીવારના ધણીઆની તથા મરહુમ શેઠ દીનશાહજી દાદાભાઈ શાહિરના દીકરીના ઉકમણામા તેમના સસરા શેઠ જમશેદજી જીજીભાઇએ રૂ૧૫૦૦) ની રકમ મુંબઈની પારસી પંચાતના શાહબારના તથા આધના પાગનાઓની પરવરસી કરવાના ફંડમા આપી હતી.

એજ દીને બાઈ બાયીબાઈ તે સુરતવાલા મરહુમ શેઠ કુવરજી બરશેદજી માલીદાલના બીનવાના મુંબઈ ખાતેના ઉકમણામા તેમની દીકરીના દીકરા શેઠ માણેકજી નવરોજજી વાડીઆએ રૂ૫૦૧) પંચાતનાં શાહબારના ફંડ મધે આપ્યા હતા.[૨]

---

### તા૦ ૧૫ મી આગસ્ટ.

આજ દીને મુંબઈના ૨૦૦ મુખ્ય દેશી રેહવાસીઓએ ઇંગલાંડ ખાતે હિંદુસ્થાનને લગતા વહીવટને માટે ઠેરેલી "બોરડ ઓફ કમીશનર" ના પ્રેસીડન્ટ ધી રાઈટ હાનરેબલ ચારલસ ગ્રાંટ પર હિંદુસ્થાનના દેશીઓને સુલેહના અમલદાર તથા ગ્રાંડજુરીમા બેસવાના હકો આપવા બાબેનો ધારો પારલામેંટમા પસાર કરાવવા માટે તેણે ઘણી મેહનત લીધી તે માટેનો ઉપકાર માનવાનું એક માનપત્ર મોકલ્યુ હતું, તથા તેમા અરજ કીધી હતી કે તે નામદારે ઇંગલાંડના લારડ હાઈ ચાનસેલર તથા બીજા પ્રધાનોને પણ મુંબઈના દેશીઓ તરફનો બેહદ ઉપકાર જાહેર કરવો.

વળી એ કાએદો બધાવવા વાસ્તે મેહનત કરવા માટે પારલામેંટના જે સભ્યો મેમબરો ડાનીઅલ-ઓ-કોનેલ, જોસફ હ્યુમ, સર જાન માલકમ, અને રાઈટ હાનરેબલ ચારલસ વીન; તથા ઇસ્ટ ઇંડીઆ કંપનીના ડાએરેકટરો સર ચારલસ ફોરબસ, જાનસન, ગબરટ રીકારડસ, જે. આર કરનાક, જેમસ ફારબસ, અને જારજ લાએઆલનો પણ તેમનાપર છાપેના સરકયુલરો મોકની મોટો ઉપકાર માન્યો હતો

ઉપલુ સર ચારલસ ગ્રાંટ વાલું માનપત્ર તથા સરકયુલરો દેશીઓના ખેરખાહ સર ચારલસ ફારબસ, બેરોનેટની મારફતે તેની ઉપર પણ એક ઉપકારનો પત્ર લખી મોકલવામા આવ્યા હતા, અને એ બધા સરકયુલરો તથા સર ચારલસ ફારબસ જોગના પત્ર ઉપર નીચના ૩૭ દેશીઓની સહીઓ હતી.[૩]

માધવરાવ રણછોડદાસ, દેવીદાસ હરજીવણદાસ, જગનાથ શંકરશેઠ, ધાકજી દાદાજી, ફરામજી કાવસજી બનાજી, જમશેદજી જીજીભાઈ, બહમનજી હોરમજજી વાડીઆ, દાદાભાઈ પેશતનજી વાડીઆ, ખરશેદજી અરદેસર દાદી, દાદી ખરશેદજી અરદેસર દાદી, ખરશેદજી કાવસજી બનાજી, હોરમજજી ધનજી પટેલ, જીજીભાઈ દાદાભાઈ, હોરમજજી બહમનજી શેઠ, હોરમજજી ભીખાજી ચીનાઈ, ખરશેદજી જમશેદજી જીજીભાઈ, બરજોરજી નાનાભાઈ દાવર, હોરમજજી દોરાબજી લશકરી, ખરશેદજી માણેકજી સરાફ, ફરામજી બહમનજી સરાફ, માણેકજી ખરશેદજી સરાફ, માણેકજી નવરોજજી વાડીઆ, રૂસતમજી હોરમજજી વાડીઆ, અરદેસર હોરમજજી વાડીઆ, રૂસતમજી રતનજી વાડીઆ, મહમદઅલી રોગે, બરજોરજી ફરદુનજી પારખ, પેશતનજી ફરામજી કાવસજી, જાંગીરજી ફરામજી કાવસજી, પેશતનજી નવરોજજી બનાજી, માણેકજી લીમજી બનાજી, રૂસતમજી કાવસજી પટેલ, દોરાબજી બરજોરજી કોપર, શાપુરજી નસરવાનજી, માણેકજી નસરવાનજી પીટી, સોરાબજી ફરામજી વાડીઆ, દીનશાહ એદલજી ધનજી મેહતાના, મનચેરજી એદલજી ધનજી મેહતાના.

---

[૧] બામ્બે ગેઝેટ, તા૦ ૬ ઠી જુલાઈ ૧૮૩૩.

[૨] તા૦ ૧૬ મી અકટોબર ૧૮૩૪ ના "મુંબઈના શમાચાર" મા છાપલો પંચાતનો હીસાબ

[૩] બામ્બે કુરીઅર, તા૦ ૧૪ મી ડીશેમબર ૧૮૩૩.

### તા૦ ૧૯ મી આગસ્ટ.

આજ દીને મજગાંમની ગોદીમાં શેઠ અરદેશર ખરશેદજી વાડીઆએ ઘણી ઉતમ કારીગરીથી બાંધેલું આગગીના સાંચાનું એક વાહણ (સ્ટીમર) પાણીમાં ઉતારવાની ક્રિયા ઇંડીઅન નેવીના કપતાન એન્સવાને કીધી હતી તેને પાણીમાં ઉતારતી વેળાએ સખજાઓની ખુશાલીના પોકારો વચ્ચે તેનું નામ "ઈનડસ" કરી પાડવામાં આવ્યું હતું. એ સ્ટીમરમાં સઘળું સાંચાકામ શેઠ અરદેશર વાડીઆએ પોતે જડયું હતું ૧

---

### તા૦ ૨૯ મી આગસ્ટ.

રોજ ૩૦ માહ ૧૧ (શે૦) ૧૨૦૨ યજદજરદી.

આએ વર્ષ મુંબઈમાં વરસાદ ઘણો કમતી પડવાથી તે માટે જરથોસ્તીઓને એક જાહેર બંદગી કરવા અતરેવાલા જાણીતા વ્યાપારીઓ શેઠો બેહરામજી, બરજોરજી અને કુવરજી કાવસજી બાટલીવાળાએ પોતાને ખરચે મરહુમ શેઠ હોરમસજી બહમનજી વાડીઆજીવાલા આતશબેહરામમાં આજ દીને એક જાહેર જશન તથા નેઆતનું જમન કરાવ્યું હતું. સહવારનાં ૯ કલાકને અમલે જશનની ક્રિયા શરૂ થઈ હતી, અને તેમાં અતરેની પંચાતના સઘળા અધિયારૂ, દસતુરો, તથા બીજા ગ્રહસ્થો અને આમ લોકોનો મોટો મેળાવડો થયો હતો એ ક્રિયા પુરી થયાબાદ પંચાતના વડા અધિયારૂ શેઠ નવરોજજી જમશેદજી વાડીઆની ફરમાશથી શેઠ ખરશેદજી માણેકજી મગરે ઉઠી સમસ્ત અંજુમનની વતી શેઠો બેહરામજી, બરજોરજી અને કુવરજીનો ઘરતા નમુનામાં ઉપકાર માની વાહવાહી આપી, તથા તેઓ દરેકને પંચાતના રૂકમાથી એકેકી શેઆર ઓઢાડી એ પછી એ ત્રણે ભાઈઓએ શેહનશાહી ધાહબારના ફંડમાં રૂ૩૦૦) પોતાની તરફથી આપવાની તદરોસ્તી પરથી હતી, અને સર્વે લોકો નેઆતનું જમન જમી વદાય થયા હતા ૨

---

### તા૦ ૫ મી સપટેમબર.

દસતુર એદલજી દારાબજી જામાસ્પ આસાનાએ આવાંદની ગુજરાતીમાં માએની કરી તેનું ૨૩૬ સફાનું એક પુસ્તક મુંબઈના સમાચાર છાપખાનામાં છાપી જાહેર પાડયું હતું.૩

### તા૦ ૭ મી સપટેમબર.

રોજ ૭ માહ ૧ (ક૦) ૧૨૦૩ યજદજરદી.

**મરણ**—મેહરવાનજી જમશેદજી મજાઈના૪—ઉમર વર્ષ ૨૯) શેઠ જામાસ્પજી હીરજી મજાઈના વડાદીકરા. એ પણ પોતાના મમાવા તે કનકતાવાના જાણીતા વ્યાપારી મરહુમ શેઠ જમશેદજી કુવરજી મજાઈનાના પાલક થવાથી તેમનાં નામથીજ ઓળખાતા હતા. "એ ઘણી ધીરા સ્વભાવનો, ઘનશાડી વીદીઆનો, મીઠી બોલીનો, સારા રૂપનો, મોટા દાહાપણનો, દરી ખુબીનો, અને ભીનગચારીમાં ગુંઠાએલો એક પુરશ હતો."૫

---

### તા૦ ૧૯ મી સપટેમબર.

આજ દીને મુંબઈ મધે ચીનને વ્યાપાર કરનાર વાહણવટીઓની એક સભા મળી હતી, તેમાં વ્યાપારીઓના વાહણોના કપતાનો, માલમો, અમલદારો તથા ખલાસીઓના સુધારા તથા હકસાઈ વગેરેને માટે ચોકસ બંદોબસ્તો કરી કેટલાએક કાએદાઓ ઘડી કાઢયા હતા, તથા એવું ઠેરવ્યું હતું કે અતરેની "નેટીવ એડયુકેશન સોસાયટી" ના શેક્રેટરીથી તેહકીક કરી લેખી જાતના છોકરાઓ સુકાનીના તથા વાહણોને લગતા બીજા કામો શિખવાને "આપરેનટીસ" તરીકે રહેવાને ખાહેશ રાખે તેમને વાહણો ઉપર રાખી શિખાડવાને ઘટતી મદદ તથા ઉત્તેજન આપવું

આ મંડળીએ ઠેરવેલા સઘળા બંદોબસ્તો તથા કાએદાઓ છપાવી અતરેના બારામાંના સઘળા વ્યાપારીઓના વાહણોના કપતાનો ઉપર મોકલ્યા હતા, અને તે ઉપર સભામાં હાજર થએલા નીચેના વ્યાપારીઓની સહીઓ હતી.૬

મીસીઅરસ કારમસની કંપની, લીટીની કંપની, ગાજર ડી કાર્સીઆની કંપની, ટામસ શાફરડની કંપની,

---

૧ બોમ્બે કુરીઅર, તા૦ ૧૭ મી આગસ્ટ ૧૮૩૩

૨ મુંબઈના જામેજમશેદ, તા૦ ૨૭ સપટેમબર ૧૮૩૩

૩ "એ કેતાબ આવાઈસ્થાન ઉપર માએની, ગુજરાતી જબાનમાંહા કીધીછે, માજદીઅશની દીનના શાહેબોને પહડવાને વાશતે એ કેતાબની માએનીનો કરનાર ક મતરીન ફુરજંદ એદલજી દશતુર દારાબજી એઅને દશતુરાન દશતુર જમશેદજી જામાશપજી આશાજીએ છપાવીછે. શ્રી મુંબઈ મધે રોજ ૧૦ માહ ૧૨ શને ૧૨૦૨ યઝદજરદી તા૦ ૫ મી સપટેમબર શને ૧૮૩૩ ઇશવી શ્રી મુંબઈના શમાચાર છાપાનામાં છપાઇછે"

૪ અતરેવાલા શેઠ માણેકજી જામાસ્પજી કાકા (સી. આકલંડવાલા) ના ભાઈ એવણના બાવા શેઠ જામાસ્પજી હીરજી મજાઈના એક પિત્રાઇ રતનજી મજાઈ કરી આગલા વખતમાં અતરેના એક જાણીતા ગ્રહસ્થ તથા જુની પારસી પંચાતના એક અધ્યારૂ હતા

૫ મુંબઈના સમાચાર, તા૦ ૧૨ મી સપટેમબર ૧૮૩૩

૬ બોમ્બે ગેઝેટ, તા૦ ૧ લી મારચ ૧૮૩૪

નામદારને મુબારકબાદીનું એક ૨૦૦ સહીનુ માનપત્ર સઈ તા૦ ૧૭ મી અકટોબરને દીને કલકતા ખાતે શેઠ રૂસતમજી કાવશજી બનાજીની મારફતે મોકલ્યુ હતુ. તે માનપત્ર તેવણે કલકતાવાલા બીજા પારસી ગ્રહસ્થોને પોતાની સાથે લઈને આજદીને તે નામદારને ઘેર જઈ આપ્યુ હતુ. આ વેળાએ શેઠ રૂસતમજીએ કહી સંભળાવ્યુ કે એ માનપત્રમા જે લખ્યુંછે તેમા કલકતાના સર્વે પારસીઓ પણ દીલોજાનથી એકમતાછે એ પછી તે વાચી સંભળાવ્યુ હતું, અને સર ચારિ તેનો લાએકીથી ઉતર આલ્યાબાદ સઘળાઓ છુટા પડયા હતા [१]

---

તા૦ ૧૫ મી નવેમબર.

રોજ ૧૬ માહ ૨ (શે૦) ૧૨૦૩ યજદજરદી

મરણ—એદલજી રૂસતમજી બાટલીવાલા[२]—(ઉમર વર્ષ ૫૫) એવણ ઈ૦ સ૦ ૧૭૯૯ મા નવસારીથી અતરે આવી ખાલી બાટલીઓ વેચવાનો ધંધો કરતા હતા. તે પછી આસ્તે આસ્તે પોતાનો વહીવટ વધારી પરચુરણ વ્યાપાર, તથા ચીન જતા પારસીઓની અતરેની આડતનુ કામ કરના લાગા હતા, અને તેમા એક મોટી પુંજી મેળવી હતી એવણે મુંબઈના કોટમા, ગણબાવાના કુવાની પાસે એક અવાડો પશુ ઢોરોને પાણી પીવા માટે બંધાવ્યો હતો (જે આજસુધી મોજુદછે). એવણને ત્યા કોઈ નર વારેસ નહિ હોવાથી પોતાના ભાણેજ શેઠ રતનજી બહુમનજી તમોલીને પાલક કરી લઈ સઘળુ દઈલત તેવણને સોંપ્યુ હતુ, જે ઉપરથી તેવણ શેઠ રતનજી એદલજી બાટલીવાલાને નામે ઓળખાતા હતા.

---

તા૦ ૩ જી ડીસેમબર.

રોજ ૪ માહ ૪ (કદ૦) ૧૨૦૩ યજદજરદી.

મરણ—બેહરામજી કાવશજી બનાજી[३]—(ઉમર વર્ષ ૫૩) શેઠ કાવશજી બેહરામજી બનાજીના ચોથા દીકરા એવણ પોતાના વડા ભાઈ શેઠ ફરામજીની સાથે પ્રથમમા થોડાઘણા વ્યાપારમા જુતાયા હતા, અને તે પછી ચીન તથા કલકતા ખાતે પોતાનો એકાહેરો વ્યાપાર કરવા માડયો હતો, તથા તે માટે ખુદ પોતાના પલાન પ્રમાણે સુરતના ધકા ઉપર "જાન બેનરમેન" તથા બીજા બે વાહણો બંધાવ્યા હતા. છાસટી માહેલુ "અનીક" નામનુ એક ગામ એવણે સરકાર પાસથી તા૦ ૨૮ મી જુન ૧૮૩૦ ને દીને દર વર્ષે રૂ૮૦૦) ને ગેણે લીધુ હતુ,[४] અને ત્યા પોતાના જાતી ઉદ્યોગથી ખેતી કરી તે ગામની પેદાશ ઘણી વધારી મેલી હતી ત્યા પાકતી કેરીઓ ઘણી સરસ હોવાથી એવણના મિત્રો "બેહરામજી આંબા" ના નામથી એવણને બોલાવવા લાગા. ઈ૦ સ૦ ૧૮૨૪ માં જ્યારે મુંબઈમા પાણીની મોટી ટીપણી પડી તે વેળાએ એવણે અતરે જુદે જુદે ઠેકાણે સાત કુવાઓ બંધાવ્યા હતા. એ પછી એવણે આરબસ્થાનથી ઘોડાઓ મંગાવી તેનો વ્યાપાર કરવા માડયો, પણ તેમા ઘણુ નુકસાન ગયુ હતું. તોપણ ભીંડીબજારના રસ્તા ઉપરનો એવણનો ઘોડાઓ રાખવાનો તબેલો, જે આજ ઘણે હાથ વેચાયા છતા પણ "બેહરામજી આંબાના તબેલા" ને નામે લોકોમા જણાયલોછે એવણ સાદા દેખાવના, પણ એક સાહસીક, ઉદાર અને ચતુર પારસી ગ્રહસ્થ હતા[५]

---

તા૦ ૧૭ મી ડીસેમબર.

અતરે નવા સિબેના પારસી ઈજનેર શેઠ શોરાબજી ધનજીભાઈ પુણેગર કે જેવણના ઉપરીપણા હેઠલ ઈ૦ સ૦

---

[१] મુંબઈના સમાચાર, તા૦ ૨૮ મી નવેમબર ૧૮૩૩

[२] મરહુમ શેઠ રતનજી એદલજી બાટલીવાલાના મામા

[३] મરહુમ શેઠો શોરાબજી, હોરમજજી અને દાદાભાઈ બેહરામજી બનાજીના બાવા, તથા શેઠ રૂસતમજી ચેહરવાનજી પટેલ, એમ એ, એલ એલ બી ના નાનાબાવા

[४] આ ગામ એવણના મરણ પછી સરકારે એવણના વારેસોને એકદર રૂ૧૦૦૦૦) ની રકમ આપી પાછુ લીધુ હતુ તે ઈ૦ સ૦ ૧૮૩૭ મા અતરેવાલા જાણીતા શેઠ ફરામજી નસરવાનજી પટેલે સરકાર પાસેથી રૂ૨૫૦) નો વાર્ષિક ધોકો વધારે આપતો કરી લીધુ હતુ, અને તેણુ ધણીના કલેકટરે તા૦ ૨૯ મી મેએ ૧૮૩૯ ને દીને શેઠ ફરામજીને કાયદાસરનુ એક "ડીડ ઑફ કનવેયનસ" કરી આપ્યુ હતુ

[५] એવણના મરણની નોધ લેતી વખતે તે વેળાનાં "બોમ્બે ગેજેટ" મા લખેછે કે.—

"This much esteemed individual was among the foremost of his enlightened countrymen the Parsees—to whose general enterprize and liberality, he added the ingenuity of a European artist, and the manly frankness of European manners. To his encouragement were mainly to be attributed the splendid importations of Arab horses, which raised the name of the Bombay stud so high in days of Mr Elphinstone, and three vessels out of this harbour, built after models of his invention attest the practical utility of his Mechanical talents. During the greater part of his career, his munificence and charity were as large as his fortune—and tho' in the autumn of his life misfortune overtook him, and a princely estate, fell like his years, "into the sear and yellow leaf" his generosity, and independence of character never forsook him he died even more honored and more beloved in poverty, than he had been in wealth, a rare and unerring test of genuine worth"

[ Bombay Gazette, 11th December 1833 ]

૧૮૩૨ માં મુંબઈ માહેલું શેઠ ફરામજી કાવશજી બનાજી-વાલું દેવખનુ બંધાયું હતું. તેણે તે દેવખાનાનો એક લાક-ડાનો "મોડલ" બનાવી તેને લગતી સમજણ સાથે અતરેની કૌનસીલના મેમબર હાનરેબલ વીલ્યમ ન્યુનહામની મારફતે હીંદુસ્તાન ખાતે ત્યાંની "રાયલ એશીઆટીક સોસાયટી ઑફ ગ્રેટ બ્રીટન એન્ડ આયરલન્ડ"ની ભેટ ઉપર ભેટ મોકલ્યો હતો, તે સોસાઇટીમાં રજુ કર્યાથી તે વિષે આજ દીને તે ખાતાની તરફથી તેના સેક્રેટરી મી૦ એચ હાગ્કનેસે શેઠ ફરામજીપર એક પત્ર લખી તેમનો મોટો આભાર માન્યો હતો, તથા હાનરેબલ મી૦ ન્યુનહામ ઉપર પણ એક જુદો પત્ર લખી તેને સુચના કરી હતી કે તેણે એ રીતે શેઠ ફરામજીના જેવા બીજા સગ્રહસ્થ દેશીઓને પણ તેમની કારીગરીના નમુના સોસાઇટીપર મોકલવાની ભલામણ કરવી.[1]

---

તા૦ ૧૮ મી ડીસેમબર.

રોજ ૧૯ માહા ૩ (શે૦) ૧૨૦૩ યજદજરદી.

આજ દીને ભરૂચ મધે અંજુમનના ઉઘરાતથી બંધાવવા માંડેલું દેવખનુ તૈયાર થવાથી તેને પરઠવાની ક્રિયા કરવામાં આવી હતી. આ પ્રસંગે ભરૂચ તથા બીજાં બાહેરના દેશાવરોના મળી લગભગ ૫) થીને ૬૦૦૦) જરથોસ્તીઓનો મેળાવડો થયો હતો. જશનની ક્રિયા પુરી થતા બાદ ભરૂચનાના તથા દેશાવરોથી આવેલા દસ્તુરોને શાલ દોશાલા ઓહોરાવવામાં આવ્યા હતા. એ પછી નેઆતનુ મજીદ સુખાનું જમન જમી સર્વે જરથોસ્તીઓ વદાય થયા હતા. એ દેવખનુ બાંધવા માટે સુરતથી આવેલા મીસતરીઓ તથા સુતારોને પણ જશનની ક્રિયા ખતમ થયા બાદ ઘરતા ઈનામો આપવામાં આવ્યાં હતાં.[2]

તા૦ ૩૧ મી ડીસેમબર.

આજ દીને ગુજરાતના "કમરશીયલ રેસીડંટ" મી૦ પેલીએ તે તરફના "નેટીવ કમરશીયલ એજંટ" શેઠ મેહેરવાનજી હોરમજજી ફરેજરવાલાને અતરેના ગવરનર સરજન બાર્ડ કોલ સાથે પરેલના સરકારી મેહલમાં મોલાકાત કરાવી હતી. નામદાર ગવરનરે કેટલીક વાતચીત કીધા પછી શેઠ મેહેરવાનજીને તેમની ગુજરાતના વ્યાપાર ખાતામાં બજાવેલી કીમતી નોકરીઓના બદલામાં, સરકાર તરફના માનની નિશાન દાખલ એક સોનાની ભેટ આપ્યો હતો.[3]

---

આએ વર્ષમાં સુરતની પાસેના બાડા ગામની પાદર આગળ આવેલી મોટી ખાડી ઉપર મુંબઈવાલા શેઠ જમશેદજી જીજીભાઈએ બે પુલ બંધાવ્યા હતા.[4]

---

[1] આ બધિ પત્રો તા૦ ૧૪ મી જુલાઈ ૧૮૩૪ ના "બોમ્બે કુરીઆર" મા છપાએલાછે

[2] આ દેવખનુ પરઠવાને લગતો સઘળો અહેવાલ તા૦ ૯૦ મી ડીસેમબર ૧૮૩૩ ના મુબઈના જામે જમશેદમાં ભરૂચથી દસ્તૂર પેશોતનજી અસપંદયારજી કામદીનજી તથા મોબેદ રૂસતમજી બરજોરજી એદલજીએ લખી મોકલ્યો હતો વળી એ ક્રિયામાં શામેલ થવા માટે ભરૂચની અંજુમન તરફથી તા૦ ૧૦ મી અકટોમબર ૧૮૩૩ ના મુંબઈના સમાચારમાં તથા તા૦ ૭ મી અકટોમબર ૧૮૩૩ ના મુંબઈનાં જામેજમશેદમાં એક જાહેર ખબર છપાવી મુંબઈ તથા દેશાવરો ખાતેના સર્વે જરથોસ્તીઓને નેતરયા હતા. આ એ દેવખનુ બાંધવાને નામદાર ઇસ્ટ ઇંડીઆ કંપનીની સરકારે મોજે ચકરસોર બાડાને તાબેની આએ પારની જમીન વીઘા ૧૫)૨ વશો બક્ષીસમાં આપી હતી તે મધે એ દેવખનુ તથા ડોખમું અને કુવો ભરૂચ, સુરત, અને મુંબઈના અંજુમનના ઉઘરાણાથી એકઠા કીધેલા આસરે રૂ૭૦૦૦) ના ખરચે બંધાવ્યાં હતાં એ દેવખાનાનો તાણો પુરાવાની તથા તે પરઠવાને લગતી સઘળી ક્રિયા ભરૂચના વડા દસ્તૂર કાવસજી અસપંદીઆરજી કામદીનજીના ઊપરીપણાં હેઠળ થઇ હતી

એ દેવખાનાની સામેની થગડી ઊપર નીચે પ્રમાણે તખ્તી મારેલીછે,—

"શ્રી પાક પરવરદેગારની બક્ષીસથી તથા પાક
"અશો જરતોશત પેગામબર સાહેબની દીનની બરકતથી
"જરતોશતી દીનની કુલ અંજુમન શ્રી મુંબઈ તથા
"સુરત તથા ભરૂચ વીગેરેના રેવાસી લોકના રૂપીઆથી
"એ નવું દખમું અશો રવાનોને વાસતે બંધાઇ તઇ-
"આર થએલછે તથા આએ થગડી પારસી હોરમસજી
"શોરાબજીએ પોતાના બાપ શોરાબજી બરજોરજીની તઇ-
"એતે બંધાવા સારૂ રૂ૭૦૦) આપાછે ને બાકીનો ખરચ
"અંજુમનના રૂપીઆ મધેથી થએલછે રોજ ૧૯ ને
"માહ ૩ જો શેહનશાહી સને ૧૨૦૩ યઝદજરદી
"તા૦ ૧૮ મી ડીસેમબર સને ૧૮૩૩ ઈસવી તથા સંવત
"૧૮૯૦ ના માગસર સુદ ૭ વાર બુધેને દીને દખમાનુ
"જશન થએલછે ને એ દખમુ તથા થગડીની જગો તથા
"આસપાસ પુરી જગો સાથે જમીન વીગ્રા ૧૫ સરકાર
"કંપની બાહેરે બક્ષીસ સનદરોકાર સુધી બક્ષીછે"

[3] બોમ્બે કુરીઆર, તા૦ ૪ થી જાનેવારી ૧૮૩૪

[4] આમાનો એક પુલ ભારે વરસાદના જોરથી તા૦ ૮ મી જુન ૧૮૩૪ ને દીને રાતના ૨ કલાકને આસરે તુટી પડયો હતો, કે જે પાછા ઇ૦ સ૦ ૧૮૬૭ મા એમના પ્રખ્યાત દીકરા શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ સરકારને રૂ૧૫૦૧૦—૧૨—૨ આપી પોતાના મરહુમ બુરમીના પુલને માટે બંધાવ્યો હતો.

# ઈ૦ સ૦ ૧૮૩૪.

આએ વર્ષના "બોમ્બે કુરીઅર" માંથી નીકલેના ઈંગ્રેજી કાલેનડરમાં[1] સઘળી બીના નીચના ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજછે.

વ્યાપારી પેહડીઓના પારસી દલાલોની ટીપમા દાદાભાઈ પેશતનજી વાડીઆ, દાદાભાઈ રૂસતમજી, તથા જાહાંગીરજી અને માણેકજી નવરોજજી વાડીઆના નામ ઉમેરાયલાછે

પારસી વ્યાપારીઓમા જાહાંગીરજી અને નવરોજજી નશરવાંનજી (વાડીઆ) ને બદલે જાહાંગીરજી અને માણેકજી નવરોજજી (વાડીઆ), તથા બેહમનજી હોરમજજી (વાડીઆ) ને બદલે બેહમનજી અને આરદેશર હોરમજજી (વાડીઆ) ના નામોછે. તેમજ એ ટીપમા શોરાબજી બાછાગાંધી, રૂસતમજી કાવસજી પટેલ, હોરમજજી ધનજી પટેલ, અને પીરોજજી મેહરજીના નામો ઉમેરાયાછે

પારસી દુકાનદારો તથા વાહાન મરચંટોની ટીપમાં ખરશેદજી હોરમજજી જીવાજીને બદલે કાવસજી અને હોરમજજી જીવાજી (પીટર), તથા ફરામજી જીવાજી ઢોડીને બદલે નશરવાંનજી અને ફરદુનજી ફરામજી (ઢોડી) ના નામોછે, તેમજ હોરમજજી પેશતનજી બાટલીવાલા, ખરશેદજી મેહરવાનજી ગામડીઆ, અને બરજોરજી ડાદાભાઈ ખરાસના નામો ઉમેરાયાછે.

સરકારી ગોદીના પારસી બીલ્ડરોમા આરદેશર રતનજી વાડીઆનું નામ ઉમેરાયુંછે.

---

તા૦ ૨ જી જાનેવારી.

રોજ ૪ માહ ૪ (શે૦) ૧૨૦૩ યજદજરદી.

મરણ—મેહરનોશજી બરજોરજી કુટાર[2]—ઉમર વર્ષ ૬૦) એવણ મુંબઈના કોટ માહેલી શેઠ ખરશેદજી માણેકજી સરાફવાલી દરેમેહરના વડા પંથકી હતા. એવણના મરણ વખતે અતરેના મોબેદોમા એક જાણવા જોગ બનાવ બન્યો હતો. તે એકે એવણના ગવાનના પગ નવસારીના મોબેદોના મરેશતાથી ઉલટી રીતે શેઠ ખરશેદજી માણેકજી સરાફે આગલ ઉભા રહી લાંબા રાખવાને બદલે વલાવ્યા હતા. આથી અતરેના બગલીઆ મોબેદોમા ઘણું કતુન ફેલાયું, અને તેઓની એક મોટી સંખીઆએ રાતના પોતાની સાથે બે ખાંધીઆઓને તેડી, એવણના ઘર આગલ આવી ગવાનને સંજોગે છોડાવી તેના પગ લાંબા રખાવ્યા હતા.

---

તા૦ ૭ મી જાનેવારી.

આજ દીને અતરેની "એગ્રીકલચરલ એન્ડ હારટીકલચરલ" શોશાઈટીની મળેલી સભામા નીચના બે પતરો રજુ કીધામા આવ્યા હતા —

૧—શોશાઈટીના નાયબે સરનશીન શેઠ ફરામજી કાવસજી બનાજી તરફથી ગઈ તા૦ ૧૭ મી અકટોબર ૧૮૩૩ ને દીને આવેલો પતર, જેમા તેવણે જણાવ્યું હતું કે છાસટી માહેલા તેવણના પવાઈનાં ગામમા આવતા નવેમબર માસની આખરીએ ૧૬૦૦૦ સેરડી તૈયાર થશે, જે પચીસ રૂપીએ હજારને હીસાબે ખરીદવાને શોશાઈટી તરફથી સરકારને અરજ કરવી. બીજું શેઠ ફરામજીએ આ પત્રમા લખ્યુ હતું કે તેવણે જેમ "જમેકા" અને "વેશ્ટ-ઇનડીસ" ના ટાપુઓમા રોપણી કરેછે તે ધોરણ પર સેરડીની રોપણી ૬૪ વીંઘા જમીનમા કીધીછે, કે જેમાથી બની મની ૨૦૦૦૦૦ બે લાખ સેરડીની ઉપજ થશે, અને કોઈબી ધણી એ રોપણીની રીત વિષે તેવણ પાસેથી કાંઈ ખોલાસો ઈછા ખબર માગશેતો તે મોટી ખુશી સાથે આપવામા આવશે.

૨—ઉપલા કાગજની નકલ સરકારપર મોકલવાથી તેના જવાબમા તા૦ ૩૦ મી અકટોબર ૧૮૩૩ ને દીને સરકારના શેક્રેટરી મી૦ એન. આર. ગીડે લખી જણાવ્યુ હતું કે સરકારે થાણાના કલેકટરપર શેઠ ફરામજી વાલા પવાઈના ગામની ૨૦૦૦૦ સેરડી ખરીદી જુદા જુદા ગામોના કલેકટરો ઉપર તેમના ખપ પ્રમાણે મોકલી આપવાને હોકમ કીધોછે. અને એજ પ્રમાણે આવતે શાલબી જરૂર પડશેતો શેઠ ફરામજી વાલા ગામનીજ સેરડીનો ઉપયોગ કરવાને સરકારની મરજીછે.

આ બધે કાગજો શોશાઈટીના દફતરમાં નોંધવાને ઠેરવ્યું હતું.[3]

---

તા૦ ૧૮ મી જાનેવારી.

આજ દીને મુંબઈમા નીકલતા "હલકારૂ અને વરતમાન" પત્રના અધીપતી શેઠ નવરોજજી દોરાબજી ચાનદારૂએ અતરેના ટાઉનહાલમાં "પારસીઓની રાહ રસમ" વિષે ગુજરાતીમા એક ભાષણ કીધું હતું.[4]

---

[1] The Bombay Calendar and Almanac for 1834
*Bombay, printed at the Courier Office,*
*by Sorabjee Dorabjee.*

[2] મરહુમ શેઠ ખરશેદજી માણેકજી સરાફવાલી દરેમેહરના હાલના પંથકીઓ એ૦ હોરમજજી તથા એ૦ શાપુરજી બરજોરજી કુટારના બાવા

[3] બોમ્બે કુરીઅર, તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૩૪

[4] બોમ્બે ગેઝેટ, તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૩૪

તા૦ ૧૨ મી ફેબરવારી.

આજ દીને સાંજના ચાર કલાકે કોટ મધે પારસી બજાર સ્ટ્રીટમા મરહુમ શેઠ ફરામજી માણેકજી વાડીઆના ઘરના બબરચીખાનામાં એક મોટી ભઠ્ઠી ભરેલી આગ લાગી હતી. રાંધણીમા લાકડા ઘણાં ભરેલા હોવાથી ભડકો મોટો ઉઠયો હતો, તોપણ આસપાસના પારસીઓની જલદી દોડાદોડથી, તથા ગોદીનાં અંગ્રેજ માણસો તુરત આવી પોહચવાથી, તેમજ એની પાસે શેઠ જહાંગીરજી નશરવાનજી વાડીઆની હવેલી આવ્યાથી તેમની શરમને લીધે યુરોપ્યનો વગેરે તે હોલવવામા મદદ કરવાને જીપલાવ્યાથી, રાત્રે આઠ કલાકે તે આગ હોલવાઈ હતી.[1]

તા૦ ૧૪ મી ફેબરવારી.

રોજ ૧૭ માહ ૫ (શ૦) ૧૨૦૩ યજદજરદી.

આજ દીને મુંબઈ મધે ડંકનરોડ પર કરદોરીની પાસે શેઠ હોરમજજી ધનજી પટેલ (ધનાપટેલના) પોતાના મરહુમ દીકરા શેઠ રતનજીના પુનને માટે એક દરેમેહર બંધાવી પરઠાવી હતી. આ વેળાએ જશનની ક્રિઆમા અતરેના મધમે વાગેના જરથોશતીઓનો એક મોટો મેળાવડો થયો હતો. દશ કલાકને આશરે એ ક્રિઆ પુરી થવા બાદ શેઠ હોરમજજીએ અંજુમનની હજુરમા દસ્તુરજી સાહેબ એદલજી દારાબજી સંજાણા, કે જેઓના ઉપરીપણા હેઠલ એ દરેમેહર પરઠવાને લગતી સઘલી ક્રિઆ થઈ હતી તેમને, તથા અતરેના જાણીતા ઈજનેર શેઠ શાપુરજી ધનજીભાઈ પુણેગર, કે જેઓના ઉપરીપણા હેઠલ એ દરેમેહરની ઈમારત બાંધી હતી, તેમને પોતાની તરફથી એકી શેઆન હોરાડી માન આપ્યું હતું. એ પછી મુંબઈની પારસી પંચાત તરફથી શેઠ નવરોજજી જમશેદજી વાડીઆએ શેઠ હોરમજજીને એક શેઆન એ શુભ કામ પાર પાડવાની ખુશાલીમા હોરાડી હતી. ત્યારબાદ શેઠ હોરમજજી તરફથી એક અંજુમન પત્ર વંચાયો, જેમા જણાવ્યું હતું કે એ દરેમેહરના ચાલુ ખરચને માટે મુંબઈના કોટમા ગોદીબંદર તેઓના પૈસાથી બાંધેલુ ને ભાડાનુ ઘર છે તે મધેથી એક ભાગ વક્ફ કીધો છે, અને હવેથી એ ઘરના ભાડા બાદ કોઈ ફુરજદ દાગી વાડી મતબેનો તે સઈ આપવામા આવશે. બીજુ એ દરેમેહરના મુકતની તેઓ પોતે તથા તેમની પછી તેઓ જે જરથોશતીને ઠરાવે તે રહેશે. સેવટે આ કામ પાર પાડવામા શેઠ ખરશેદજી માણેકજી વગેરે તેઓને ઘણી કીમતી મદદ તથા સલાહ આપી માટે તેમનો ઉપકાર માનયો હતો. એ અંજુમન પત્ર વંચાયા બાદ શેઠ હોરમજજીએ એ દરેમેહરની પાસેની પોતાની કરદોરીવાલી વાડીમાં નેઆતનુ જમન તૈયાર કરાવ્યું હતું તે જમી સર્વે લોકો ધરાસ થયા હતા.[2]

તા૦ ૧ લી મારચ.

હિંદુસ્થાનના દેશીઓને ગ્રાંડ જુરીમાં બેશવાના તથા સુલેહના અમલદારો ઠરાવના બાબેના પાર્લામેંટે પસાર કરેલા કાએદાની રૂએ, આજ દીને મુંબઈના નામદાર ગવરનર આરલ ઑફ કલેરની કૌનસીલે અતરેના નીચેના દેશી ગ્રહસ્થોને મુંબઈમાં પેહલવેહલા "જસટીસ ઑફ ધી પીસ" ઠરાવ્યા હતા.[3]

પારસી—શેઠો જમશેદજી જીજીભાઈ, બહમનજી હોરમજજી વાડીઆ, ફરામજી કાવશજી બનાજી, ખરશેદજી કાવશજી બનાજી, ખરશેદજી અરદેશર દાદીશેઠ, નવરોજજી જમશેદજી વાડીઆ, ખરશેદજી રૂસતમજી વાડીઆ, હોરમજજી ભીખાજી ચીનાઈ.[4]

હિંદુ—શેઠો જગંનાથ શંકરશેઠ, ધાકજી દાદાજી.

મુસલમાન—શેઠો મહમદ ઈબ્રાહીમ મકબા, મહમદઅલી રોગે.

ફરંગી—સર રાજર ડા. ફારીઆ.

---

[1] મુંબઈના શમાચાર, તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૩૪

[2] મુંબઈના જામેજમશેદ, તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૩૪

આ દરેમેહર પરઠાવવાના જશનમા શામેલ થવાને શેઠ હોરમજજી ધનજી પટેલે મુંબઈના તથા દેશાવરે ભાતેના જરથોશતીઓને તા૦ ૬ ઠી ફેબરવારી ૧૮૩૪ નાં મુંબઈના શમાચારમા તથા તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૩૪ ના મુંબઈનાં જામે જમશેદમા જાહેર ખબર છપાવી નોતરૂં દીધું હતુ, તથા બીજી જાતના લોકોને અરજ કીધી હતી કે તેમની નોકરીમા જેઓ પારસીઓ હોય તેમને આએ ક્રિઆમા શામેલ થવાને એ દિવસે મેહરબાની કરી રજા આપવી.

[3] બોમ્બે કુરીઅર, તા૦ ૨ લી મારચ ૧૮૩૪.

[4] આ ટીપમા શેઠ દાદાભાઈ પેસતનજી વાડીઆનુ નામ મુતમી છપાયું નથી, લેકીન એઓનેથી આએજ વખતે એ ઓહદો મલ્યો હતો, કેમકે તા૦ ૨ જી આપરેલ ૧૮૩૪ ને દીને એ નવા ઠરેલા "જસટીસ ઑફ ધી પીસો" સુપરીમ કોરટમા સર હરબરટ કોંપટનની હજુરમા સપથ લેવાને ગયા હતા, તે વખતે સપત આપેલા ગ્રહસ્થોની ટીપમા, તેમજ ઈ૦ સ૦ ૧૮૩૫ ના "બોમ્બે કાલેનડર" મા આપેલી એ નવા અમલદારોની ટીપમા પણ એઓનુ નામ આવેલુ છે

આએ વખતથી જે દેશીઓને સુલેહના અમલદારનો તથા ગ્રાંડ જુરીમા બેશવાનો હક મલ્યો હોય તેઓના નામની પાછલ Esquire લખવાનો સરકાર તરફથી ચાલ કાઢવામા આવ્યો હતો. એ આગમજ સરકાર તરફથી કોઈબી દેશીના નામની પાછલ Esquire લગાડવામાં આવતો હતો નહિ.

તા૦ ૮ મી મારચ.

મુંબાઈવાલા જાણીતા શેઠ જમશેદજી જીજીભાઈ પોતાના દોસતો શેઠો હોરમજજી ડોરાબજી લવજી, અરદેશરજી રૂસતમજી વાડીઆ, ફરામજી બહમનજી મગરૂ, શાપુરજી પેશતનજી મેહેતા અને માણેકજી મનચેરજી ગગરાટ સાથે ઉદવાડે સીધાર્યા હતા. ત્યાં આજ દીને તેઓએ (શેઠ જમશેદજીએ) એક મોટું જશન કરી ઉદવાડામાં વર્ષના છહે ગાહંબારની નેઆત પોતાને ખરચે જનશુક કરાવવાની તદબીરસતી પકડી હતી.[૨]

તા૦ ૧૦ મી મારચ.

મુંબાઈ મધે ગેઆસલાઈટની રોશની કરવાનો અખતરો અતરેની સરકારી ગોદીવાલા શેઠ અરદેસર અરદેશરજી વાડીઆએ આજ દીને પોતાની મઝગામની વાડીમાં કીધો હતો, અને તે જોવા માટે અતરેનો ગવરનર અરલ ઑફ કલેર પણ પોતાના રસાલા સહીત આવ્યો હતો. આ વેળાએ એમણના ઘર આગળ એ નવો અખતરો જોવાને લોકોની એટલીતો ઠઠ મળી હતી કે ગવરનરની ગાડીને પણ ત્યાં જવાને ઘણી મુશકેલી પડી. રાતના બગાક સાત કલાકે ગવરનરે આવ્યા બાદ તેમને શેઠ અરદેસરે મશાલ સાથે તથા બનાવેરા કરી ફુકીને દેખાડી હતી. એ પછી સખાઓ એમના ઉંચા દીવાનખાનામાં ગયા, કે જયાં છ "લાપ" અને આઠ "વાલબેડ" મળી ૨૮ ગેઆસના દીવા સળગાવેલા હતા, અને તેની રોશની યુરોપની ગેઆસલાઈટને મળતી આવતી હતી. આ સઘળુ તપાસ્યા તથા જોયા બાદ નામદાર ગવરનરે શેઠ અરદેસરને તેમની આ બનાવટ તથા હિંદુસ્થાનમાં યુરોપની કારીગરી દાખલ કરવાની હોંશીલાઈને માટે ઘણી તારીફ કરી પોતાનો સંતોષ જણાવ્યો હતો, તથા આ કામમાં એમની બુધિ અને ઉદ્યોગની ઘરતી કદર પીછાણી સરકાર તરફના માન દાખલ એક એનાત (હાનરરી ડ્રેસ) ભેટ આપી વતઅેગીરી લીધી હતી. નામદાર ગવરનર જેવો પોતાની ગાડીમાં બેની ગયો ત્યોંકે તેવામાં શેઠ અરદેસરે એક આગબોની ઈશારત કરી મશાલો લાઈટ બુજાવી નાખી, અને પછી પાછી તરત એક મીનીટમાં તે સળગાવી, તેથી બાહેર ઉભેલા દેખીઓ ઘણા તાજુબ થયા, અને ગવરનરે એક-

અને તેમને ખરા અંતઃકરણથી મુબારકબાદી આપેછે. એ બાદ સલામ અલેકુમ કરી સઘળાઓ છુટા પડયા હતા.[૩]

તા૦ ૧૪ મી આપરેલ.

આજ દીને નવા ઢબના દેવી મુલકના અમુલદારો "ઓરડર ઑફ-બાથ" ની સભામાં પેહેરાવવા ખીતાબ હતા.[૪]

તા૦ ૧૮ મી મેએ.

રોજ ૨૦ માહ ૮ (શેં) ૧૨૦૩ યજદેજરદી.

મરણ—જાગીરજી માણેકજી પટેલ[૫]—(ઉમર વર્ષ ૪૦) આ૦ માણેકજી નસરવાનજી પટેલના વડા દીકરા. એવણું પ્રથમમાં અતરે પોતાના ભાઈ શેઠ બહમનજી સાથે વ્યાપાર કરતા હતા. તે પછી નાગપોર ખાતે જઈ ત્યાં એક મોટી દુકાન સ્થાપી, અને તે તરફ શાહુકારીનો વ્યાપાર ચલાવ્યો હતો. મરણની થોડેક આગમજ એવણુ મુંબઈ મધે પાછા આવ્યા હતા

તા૦ ૨૦ મી મેએ.

આજ દીને મરહુમ શેઠ જાગીરજી માણેકજી પંથકીના ઉઠમણામાં તેમના દીકરા શેઠ હોરમજજી જાગીરજી પટેલે રૂ૫૦૦) ની રકમ પચાસતને હસ્તકના આથના પાયતાઓના ફંડ મધે આપી હતી.[૬]

તા૦ ૩ જી જુન.

આજ દીને મુંબઈના ૨૫૦૦) થી વધારે રહેવાસીઓ, તે સરવે હિંદુ, પારસી તથા મુસલમાન વ્યાપારીઓ, સરાફો, દલાલો, કારીગરો, વગેરે બીજા દેસીઓએ કરનલ નામદાર ગવરનર જનરલ લાર્ડ વીલ્યમ બેનટીક ઉપર એક અરજી મોકલી હતી, કે અતરે ગામકી ડાક ચાલતી હતી તેથી લોકોને મહેતા ઈલાકાઓમાં કાગજ પત્રો મોકલવાને સવલત પડતું હતું. પણ વડી સરકારે એક ધારો ઘડી એ ડાકોના કામ કાએદાથી ઉલટાં ગણી બંધ કર્યાછે, તથા મુંબઈની સરકારના ગઈ તા૦ ૨૦ મી

૨ મુંબઈના સમાચાર, તા૦ ૨૦ મી મારચ ૧૮૩૪

આ વેળાએ શેઠ માણેકજી મનચેરજી ગગરાટે ઉદવાડામાં કાકા જીવરની ગ્રીમેદાની નવી ઓરીમાં એક કુવો બંધાવી આપ્યો હતો

૩ બોમ્બે કુરીઅર, તા૦ ૧૫ મી આપરેલ ૧૮૩૪

૪ બોમ્બે કુરીઅર, તા૦ ૧૫ મી આપરેલ ૧૮૩૪.

૫ શેઠ મનચેરજી બહમનજી પટકીના કાકા, તથા શેઠ જમશેદજી જાગીરજી પટકી અને મરહુમ શેઠ હોરમજજી જાગીરજી પટકીના બાવા.

૬ તા૦ ૨૪ મી સપટેમબર ૧૮૩૫ ના "મુંબઈનાં સમાચાર" મા છપાવેલો પંચાતનો હીસાબ

હીરા. એવાનુ ઠેહરાવ્યુંના જગપિતાથી ઈમારત બાંધવાના લાકડા મગાવી તેનો મોટો આકાર રચાવના હતા, તથા અતરેની ગોદીમાં પણ લાકડા પુગ પાડના હતા. "એ મગનાર એક મોટો માએસ્ત્રાવતો અને ગમ્ભ, શાગ મુલકનો અને રૂડી બુદ્ધિનો એક પુરૂશ હતો."[૧]

તા૦ ૨૫ મી સપટેમબર.

આએ વર્ષની ત્રિજીવારની અપરાધીઓની ઝાડણ કરનારી સેશનનું કામ આજ દીને શુપરીમ કોરટમાં ચીફ જસટીસની હજુરમાં શરૂ થયુ હતું. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા—[૨]

શેઠ ફરામજી કાવસજી બનાજી, દાદાભાઈ પેશતનજી વાડીઆ, ખરશેદજી રૂસતમજી વાડીઆ, ખરશેદજી જમશેદજી જીજીભાઈ, દાદીભાઈ ખરશેદજી અરદેસર દાદી, બહમનજી હોરમજજી વાડીઆ.

તા૦ ૨૯ મી અકટોબર.

મુંબઈની પારસી પંચાતના ફંડનો તા૦ ૨૮ મી અકટોબર ૧૮૩૨ થીતે તા૦ ૧૧ મી નવેમબર ૧૮૩૩ સુધીનો હીસાબ આજના "મુંબઈના શમાચાર" માં તરસટીઓએ છપાવી પરગટ કીધોછે. તેમાથી જોવામાં આવેછે કે છેલ્લા હીસાબની બાકીના ૩૭૬૬૦૮॥૨૫ ઉપરાંત આએ આખા વર્ષમાં પંચાતના ફંડ બાતે ૬૧૩૫૭૧)ા॥ ની આવક થઈ હતી, અને ખરચ કુલ ૬૮૬૮૩)૧૩ થયો હતો, તે બાદ કરતાં વર્ષની આખરીએ તરસટીઓના હસતકમાં સઘળા મળી ૨૭૯૦૬૫॥૧૨॥ બાકી હતા.

તા૦ ૩૦ મી અકટોબર.

આએ માસમાં મુંબઈના હિંદુ તથા પારસી વેપારીઓએ એકમનતા થઈ અતરે નગરના હોકમથી કુતરા તથા ઢોર મારેછે તેનો બચાવ કરવાને પાંજરાપોળ સ્થાપી ત્યાં કુતરાં તથા બીજાં સર્વે જાતનાં ઢોરોને રાખી તેમની પરવરસી કરવાને ઠેરાવ્યુ હતુ. તેના ખરચને માટે વેપારની જનસો ઉપર નીચે પ્રમાણે લવાજમ અથવા ધરમાઉ રકમ સઘળા વેપારીઓ પાસથી લેવાને ઠેરાવ્યું હતુ—

રૂ ઉપર ખાંડી એકે ૩૦।
અફીણની દર પેટીએ ૨૦।
ખાંડ દર બીજે ગુણ ૨
શાકર દર તપે રામ ૧
હુંડી દર એ હજારે રામ ૦॥
મોતી દર એ હજારે રામ ૧

એ કામની પુજીના તરસટીઓ તરીકે શેઠ જમશેદજી જીજીભાઈ, બહમનજી હોરમજજી વાડીઆ, મોતીચંદ અમીચંદ, અને વખતચંદ ખુશાલચંદને ઠેરવ્યા હતા[૩]

[૩] મુંબઈના શમાચાર, તા૦ ૨૦ મી અકટોબર ૧૮૩૪.

આ પાંજરાપોળ સ્થાપવા બાબેના સર્વે બંદોબસ્તોનુ એક લખત ગુજરાતી ભાષામાં તા૦ ૧૮ મી અકટોબર ૧૮૩૪ ને દીને અતરેના સર્વે વેપારીઓએ કીધુ હતુ, અને તેપર ૪૦૧) હિંદુ તથા નીચલા ૪૮ પારસી વેપારીઓની શહીઓ હતી—

શેઠો કુવરજી હોરમજજી ભાભા, કાવસજી પેશતનજી કાપડવાલા, ખરશેદજી અરદેસર દાદીશેઠ, ખરશેદજી માણેકજી શરાફ, નવરોજજી જમશેદજી વાડીઆ, નશરવાનજી પેશતનજી પારખની કુંપની, જમશેદજી જીજીભાઈના છોકરાઓની કુંપની, જહાંગીરજી નશરવાનજી વાડીઆ, જીજીભાઈ દાદાભાઈ, જહાંગીરજી ખરશેદજી તારાચંદ, જમશેદજી હીરજીભાઈ શરાફ, દાદાભાઈ તથા મનચેરજી પેશતનજી વાડીઆ, દીનશાહ એદલજી ધનજી મેહતાના, દીનશાહ શાપુરજી શોપદાર, દાદાભાઈ રૂસતમજી છપાના, દીનશાહ સોરાબજી પારેક, ધનજીભાઈ માણેકજી ઊમરીગર, પેશતનજી મેહરવાનજી તગાક, ફરામજી કાવસજી બનાજી, ફરદુનજી સોરાબજી પારખ, ફરદુનજી ભીમજી પાંડે, ફરામજી રતનજી મુસ, બહમનજી તથા અરદેસર હોરમજજી વાડીઆ, બેહરામજી હીરાજી ડોહના, મનચેરજી ફરદુનજી (વજીફદાર) ની કુંપની, મેહરવાનજી નવરોજજી તાળીઓરવાલા, મનચેરજી એદલજી ધનજી મેહતાના, માણેકજી નશરવાનજી પીટી, મેહરવાનજી માણેકજી શાહ, એદલજી રૂસતમજી બાટલીવાલા દા૦ રતનજી, રતનજી દાદાભાઈ કોહના, રૂસતમજી બરજોરજી મોદી, બીકાજી મેહરજી, શાપુરજી કાવસજી, શાપુરજી નશરવાનજી, સોરાબજી મનચેરજી ઊનવાલા, શાપુરજી ઊકાજી, શાપુરજી સોરાબજી વાછા, હોરમજજી બહમનજી શેઠ, હોરમજજી ભીખાજી ચીનાઈ, હોરમજજી સોરાબજી લશકરી, હોરમજજી શાપુરજી લશુના, હોરમજજી તથા જમશેદજી બનીવાલા, હોરમજજી ધનજીભાઈ પટેલ, હોરમજજી સોરાબજી, હોરમજજી માણેકજી ભીખીઆના.

એ પ્રમાણે લખત કર્યા પછી એક પાંજરાપોળ મુંબઈ મધે કાવસજી પટેલના તલાવ આગળ બાંધ્યુ. અને તે માટે કાવસજી પટેલના તલાવની પાસેની સર્વે જગો જે પટેલ ખાંનદાનની એક શખશી વધારે મુલતની મીલકત હતી તે ઊપના તરસટીઓની તરફથી શેઠ મોતીચંદ અમીચંદે શેઠ રૂસતમજી કાવસજી પટેલ પાસેથી રૂ૬૬૦૦૦) ની કીમતે વેચાતી લીધી હતી

એ પછી આ પાંજરાપોળનો સર્વે હીસાબ ઈ૦ સ૦ ૧૮૩૭ ના સાલથી શેઠ જમશેદજી જીજીભાઈના છોકરાઓની પેઢીપર રાખ્યામાં આવ્યો હતો, અને તેનો વહીવટ મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારો-

[૧] મુંબઈના શમાચાર, તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૩૪.
[૨] બોમ્બે કુરીઅર, તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૩૪.

તા૦ ૨ જી નવેમબર.

ઇરાનથી અતરે આવતા લાચાર જરથોસ્તીઓની પરવરસી કરવા તથા તેઓમાના લાયકોને ગુજારો આપવા માટે મુંબઈના શેઠ બરજોરજી ફરામજી પાંડેએ અતરેના જરથોસ્તીઓમા એક ઉઘરાણાનુ લીસટ કીધું હતુ, તેમા ઘણાક જરથોસ્તીઓએ પોતાની ગુંજાસ માફક માસીક લવાજમો આપતો કીધો હતો. આ ફંડનો વહીવટ શેઠ બરજોરજીના ભાઇઓ તે અતરેના જાણીતા દુકાનદારો શેઠો પેસતનજી અને મેહરવાનજી ફરામજી પાંડેએ હાનરરી સેક્રેટરીઓ તરીકે ચલાવવાનો માથે લીધું હતુ.[1]

તા૦ ૫ મી નવેમબર.

આએ વર્ષમા ઇંગ્રેજ તથા ચીનની સરકાર વચ્ચે વાંધા ઉઠવાથી ત્યાના વ્યાપાર વણજના બાબમા ઘણીક નુકસાની થવાની ધાસતી રાખવામા આવતી હતી, પણ તે વાંધાઓ પડી જવાથી સઘળી મુશ્કેલી દુર થઇ, અને વ્યાપારમા નુકસાન જવાની ધાસતી મટી ગઇ. આ ખુશાલી ઉપરથી ચીન કેંતાન ખાતે વસનારા પારસી વ્યાપારીઓએ તા૦ ૨૨ મી સપટેમબર ૧૮૩૪ ને દીને પોતપોતામા એક લીસટ ઉભું કીધું, અને તેમા જે રકમ એકઠી થાએ તે મુંબઇમા કોઇ સારે ઠેકાણે વ્યાજે મુકી, અથવા કાંઇ જાગીર ઘર બગીચો ખરીદ કરી તેની પેદાસમાથી ઉદવાડેના ગરીબ મોબેદો તથા બેહદીનોને દર વર્ષે સરખે ભાગે વેંહચી આપવાનો બંદોબસ્ત કરવાને ઠેરવ્યુ હતુ. આ વાત જે મુંબઇમા તથા સુરતમા આતશબેહરામ પધરાવાથી ઉદવાડા ખાતે જરથોસ્તીઓનુ જવુ કમતી થવાથી ત્યાના લોકો ઘણી મુશ્કેલીમા આવી પડ્યા હતા. આ લીસટમાં ૮૦૨૬ ડાલર ભરાયા હતા.[2]

---

નેટની પોતાની ખાતી દેખરેખ હેઠળ ચાલતો હતો એ પછી એ ફંડની પુંજીમાથી રૂ૩૩૧૦૦૦) ની સરકારી નોટ લઇ તેનુ એક કાએદાસરનુ "તરસટડીડ" મી૦ આફ્રેડ વકીલની મારફતે તા૦ ૩૦ મી અકટોબર ૧૮૫૦ ને દીને કરાવ્યુ હતુ, અને તે નાણાંનો કબજો અતરેની બીશીઅરસ રીચીંગટનની કુંપનીને હસ્તક રાખ્યો હતો, અને તેનો વહીવટ ચલાવવા માટે ૧૧ તરસટીઓ જેમા છ હિંદુ અને પાંચ પારસીઓ (સર જમશેદજી જીજીભાઈ બારો૦ શેઠો બમનજી હોરમજજી વાડીઆ, ખરશેદજી જમશેદજી જીજીભાઈ, રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ, ખરશેદજી ફરદુનજી પારખ) ને મુકરર કીધા હતા

૧ આ માટે શેઠો પેસતનજી અને મેહરવાનજી ફરામજી પાંડેએ તા૦ ૧૦ મી મે ૧૮૩૫ ના મુંબઇના સમાચારમા જાહેર ખબર છપાવી કુલે જરથોસ્તીઓને ચેતવણી આપી હતી કે ઊલ્ટા ફંડમાથી તેઓ અતરે આવતા સઘળા નાચાર ઇરાનીઓને ગુજારો આપેછે, પણ કેટલાક આળસાઇ કરી ચાકરી ધંધો કરતા નથી તેમને તેઓ તરફથી નાણું નહી મળવાથી બાહેર માગતા ફરેછે, માટે કોઇબી જરથોસ્તીએ તેમને આપવુ નહિ, અને એઓ બધે ભાઇઓ આગળ તેમને મોકલાવવા એ પછી આ ફંડની પુંજીમા વધારો થવાથી તેનો વહીવટ કાએદાસર ચલાવવાનો બંદોબસ્ત કરવાને એ ફંડમા નાણું ભરનારાઓની એક સભા તા૦ ૧૦ મી આગસટ ૧૮૩૯ ને દીને ભરી હતી, તેમા શેઠો ફરામજી ભીખાજી પાંડે, ફરામજી નસરવાનજી પટેલ, પેસતનજી રૂસ્તમજી મુલ્લા ફીરોજના, અને મનચેરજી ફરામજી કામાજીને એ પુંજીના તરસટીઓ તથા શેઠો પેસતનજી અને મેહરવાનજી ફરામજી પાંડેને આગલની માફક હાનરરી સેક્રેટરીઓ ઠેરવ્યા, અને તેમને કુલે અખતીઆર આપ્યો જે તેમની નજરમાં દુરૂસત લાગે તે પરમાણે એ પુંજીનો વહીવટ ચલાવવો એ પછી દશ વર્ષે એટલે તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૪૯ ને દીને નાણાં ભરનારાઓની એક બીજી સભા ભરી હતી, તેમા એ ખાતાનુ નામ "નાચારેસ ઇરાનીઓના ધરમખાતાનુ ફંડ" કરી રાખ્યુ, તથા એ પુંજીનુ એક "તરસટડીડ" કરવાને ઠેરવ્યુ, અને તે માટે તરસટીઓ તરીકે શેઠો ફરામજી નસરવાનજી પટેલ, પેસતનજી રૂસ્તમજી મુલ્લા ફીરોજના, મનચેરજી ફરામજી કામાજી, જમશેદજી પેસતનજી પાંડે, અને મેહરવાનજી ફરામજી પાંડેને મુકરર કીધા હતા એઓમાથી મજકુર શેઠ પેસતનજી રૂસ્તમજી મુલ્લા ફીરોજના મરણ પામવાથી તેમની જગોપર તરસટીઓએ શેઠ રૂસ્તમજી રતનજી વાડીઆને ઠેરવી તા૦ ૨૭ મી આગસટ ૧૮૪૯ ને દીને અતરેની સુપ્રીમ કોરટના વકીલ મી૦ એચ આર બરનની મારફતે એક "તરસટડીડ" કીધુ હતુ

૨ આ લીસટ તા૦ ૧૧ મી ડીસેમબર ૧૮૩૪ ના મુંબઇના સમાચારમા છપાયુ છે, તેમાથી મુખ્ય રકમો નીચે ઊતારીછે—

ડાલર
૪૫૧) શેઠ ફરામજી મનચેરજી દોઢના
૪૫૧) શેઠ દાદાભાઈ રૂસ્તમજી બનાજી.
૪૫૧) શેઠ બરજોરજી ફરદુનજી પારખ
૪૦૧) શેઠ નાનાભાઈ ફરામજી કાવસજી બનાજી
૪૦૧) શેઠ બાપુજી વીકાજી મેહરજી
૧૬૧) શેઠ માણેકજી રૂસ્તમજી બનાજી
૧૫૧) શેઠ બહમનજી માણેકજી ભંડારા
૧૦૧) શેઠ દોરાબજી હોરમજજી લશકરી
૧૦૧) શેઠ જમુજી નસરવાનજી
૭૫) શેઠ અરદેશર ફરદુનજી પાંડે
૫૧) ડાલર ભરનારાઓ

શેઠો રતનજી દાદાભાઈ કોઢવા હા૦ બેહરામજી દાદાભાઈ કોઢના, પેસતનજી શાપુરજી પારખ હા૦ ખરશેદજી શાપુરજી પારખ, સોરાબજી રૂસ્તમજી વાડીઆ (સુરતના) તથા કાવસજી ધનજીભાઈ પાઊંવાલા, ધનજીભાઇ મનચેરજી પીતીઆ, બરજોરજી માણેકજી હા૦ જમશેદજી બરજોરજી, ખરશેદજી શાપુરજી બનાજી

તા૦ ૧૮ મી નોવેમ્બર

તીમ કોરટમા પારસીઓને લગતા
ઈરાનથી આ નાલસે કેસ આજ દીને થયો હતો.
પરવરસી કરવા ૮ મરનાર પારસી અરદેશરની મીલકતના
માટે મુંબઈના ૨" એ નેમ આએ દેશમા મરણ પામતા
જરથોસ્તીઓ ના મીલકતના એકઝેક્યુટરોને તેમની મેહનતના
તેમાં ઘણાં એ હકડે પાંચ ટકા હકમાઈ મલે કે, તેમ પેના
માલીક ૧ રમીની મીલકતની વે હચરી કરતી વખતે પોતાની
વકીલાત એ એ હકડે પાચ ટકા લેએ તેની મીલકતમાથી લીધા
દુકાનદારો ઉપરથી પેના મરનાર પારસી અરદેશર એક
પાઈએ હાનર ઉનજી ફરામજીએ મજકુર "એકઝેક્યુટરો"
લીધું હતુ.[૧] મેહરવાનજી અને બીજા) એ હકમાઈ

સુપરીમ કોરટના "માસ્તર ઈન ઈક્વીટી"
નેરની પોતાની ઉઠાવી. ને વાવો તેણે (માસ્ટરે) બાહલ
પછી એ ૨૬ "એકઝેક્યુટરો" એ કોરટને આજ
નોટ લઈ તેનુ આકરક વકીલો કેસનો આજ દીને ખ વે જાએ રીસો
૧૮૫૦ ને દીને કેન, અને સર જાન આર્ડરી) એ એનો
અતરેની મીરીઅર્ "એકઝેક્યુટર" થી એવી રીત
હતો, અને તેનો ક મરનારની મીલકતમાથી હકમાઈ લઈ
જેમા છ હિંદુ
જીજીભાઈ –
ખરશે
જી

તા૦ ૨૦ મી નોવેમ્બર.

રોજ ૨૧ માહ ૨ (સ૦) ૧૨૦૪ યજદજરદી.

મરણ—શાપુરજી ભીમજી ઉમરીગર[૨]—ઉમર વર્ષ ૩૬) શેઠ ભીમજી ધનજી ઉમરીગરના ચોથા દીકરા એવણ પોતાના બાપની "ભીમજી ધનજી" ને નામે મુંબઈમા તથા "શેરાબજી અને શાપુરજીની કુંપની" ને નામે મલબાર કોસતા તરફ કાનાનોર ખાતે ચાલતી વ્યાપારી પેહડીમા સામેલ હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૨૯ મા એવણના બાવા શેઠ ભીમજીએ જઈફીને લીધે વ્યાપાર મુકી દીધાથી એવણે ઈ૦ સ૦ ૧૮૩૦ મા પોતાના સઘળા ભાઈઓ સાથે મળીને "દાદાભાઈ તથા દોરાબજીની કુંપની" ને નામે મલબાર કોસતાનો વ્યાપાર ચાલુ રાખ્યો, તેમજ ઈ૦ સ૦ ૧૮૩૨ મા "શાપુરજી ભીમજીની કુંપની" ને નામે નીલગરી ખાતે એક દુકાન તથા વ્યાપારી પેહડી કાઢી હતી.

તા૦ ૩ જી ડીસેમ્બર

આએ વર્ષની ચોથીવારની અપરાધીઓની છાંડણ કરનારી સેશનનુ કામ આજદીને શુપરીમ કોરટમા ચ્યુની જસ્ટીસ સર જાન આર્ડરીની હજુરમા શરૂ થયુ હતું. નીચના પારસીઓ ગ્રાંડ જુરીમા બેઠા હતા[૩]—

શેઠ જહાંગીરજી ફરામજી કાવશજી, હોરમજજી બોમાનજી વાડીઆ, જમશેદજી જીજીભાઈ, જીજીભાઈ દાદાભાઈ, હોરમજજી બહમનજી શેઠ, જહાંગીરજી નશરવાનજી વાડીઆ.

તા૦ ૧૬ મી ડીસેમ્બર.

રોજ ૧૭ માહ ૪ (ક૦) ૧૨૦૪ યજદજરદી.

મરણ—કાવશજી બેહરામજી બનાજી[૪]—ઉમર વર્ષ ૯૦) શેઠ બેહરામજી બનાજી લીમજીના નાહના દીકરા. એવણનો બાંધો ઘણો મોટો હોવાથી "કાવશજી ગોધા" ને નામે ઓળખાતા હતા. પ્રથમમાં એવણ પોતાના બાપની "બનાજી લીમજી" નાં નામથી ચાલતી પેહડીના પોતાના ભાઈઓ તથા પિત્રાઈઓ સાથે ભાગીઆ હતા. તે પછી ભાગીઆઓમા વાંધો પડવાને લીધે પેહડીનું કામ ઈનસાફની અદાલતે ચડયાથી એવણે ઈ૦ સ૦ ૧૮૦૦ ને આશરે પારસી બજાર સ્ટ્રીટમા ઈંગ્રેજી અસબાબની એક મોટી દુકાન કાઢી વ્યાપાર ચલાવવા માંડયો હતો. ત્યારથી ઘણી જઈફીએ પોહચતાથી થોડાક વર્ષ એકાંત જીંદગી ગુજારી હતી. એવણના મરણ પછી એવણના પુનને માટે એવણના બે દીકરાઓ શેઠ ફરામજી તથા ખરશેદજી કાવશજી બનાજી, અને નામીગ શેઠ દાદાભાઈ રૂસતમજી બનાજીએ ગીરગામના રસ્તા ઉપર કરેલવાડી તરફ કરસી તરીકા મુજબ આતશબેહરામ બનાવી તે તા૦ ૧૩ મી ડીસેમ્બર ૧૮૪૫ ને દીને પરદાવ્યા હતા.

ent upon him for the diligence with which he has applied himself to his studies. It is said that his father is making interest to get him admitted hereafter to Hayleybury College preparatory to his entering the Civil Service. If such be the case, the laudable ambition of this individual may be productive of singular changes in the Native character, as a single native once admitted, astonishing effects will appear as the result, not only in this country but also in England, and as the Charter forbids any exclusion from office on account of religions or caste or color, we see no fear of his failing, should he only be fortunate enough to procure a nomination to a Writership by a Director."

[Bombay Gazette, 22nd November 1834]

૧ બોમ્બે ગેજેટ, તા૦ ૧૯ મી નોવેમ્બર ૧૮૩૪

૨ મરહુમ શેઠો ખરશેદજી તથા રૂસતમજી શાપુરજી ઉમરીગરના બાવા, તથા શેઠ જીનાભાઈ દોરાબજી ઉમરીગરના કાકા

૩ બોમ્બે કુરીઅર, તા૦ ૬ ઠી ડીસેમ્બર ૧૮૩૪

૪ મરહુમ શેઠો ફરામજી, નશરવાનજી, નવરોજજી, બેહરામજી, લીમજી, ખરશેદજી અને રૂસતમજી કાવશજી બનાજીના બાવા.

બીજાઓને અતરેની શુપરીમ કોરટમા આજ દીને ઉભા કીધા હતા. કોરટે વાદીની તરફેણમા ચુકાદો આપ્યો, અને તેને રૂ૧૦૦) દામીજના અપાવ્યા.[१]

તા૦ ૨૭ મી ફેબરવારી

રોજ ૧ માહ ૭ (કદમી) ૧૨૦૯ યજદજરદી.

**મરણ**—ખરશેદજી શાપુરજી બનાજી—ઉમર વર્ષ ૪૯) એવણ ચીન મધે લાગી મુદતના વશેલા હતા, અને તે તરફ મોહટો રોજગાર તથા આડતનુ કામ ચલાવતા હતા. એવણનુ મરણ મકાઊમા નીપજ્યુ હતુ.

તા૦ ૨૭ મી ફેબરવારી.

અતરેની માલીઆરસ કારબસની કુંપનીના એક ભાગીઆ મી૦ એનડરૂ ફારકુહારસન જે આપણા દેશીઓ સાથે ઘણો પરોટાઈ ગએલો હતો, તેને પોતાને વતન સીધારતી વેળાએ આજ દીને અતરેના મુખ્ય દેશી વેપારીઓએ ૨૧૦ સહીનુ એક માનપત્ર આપ્યુ હતુ, જેપર નીચલા પારસી વેપારીઓની સહીઓ હતી[२]—

શેઠો ફરામજી કાવસજી બનાજી, ખરશેદજી રૂસતમજી વાડીઆ, ડાદાભાઈ જમશેદજી વાડીઆ, હોરમજજી ભીખાજી ચીનાઈ, માણેકજી લીમજી બનાજી, જીજીભાઈ દાદાભાઈ, દાદાભાઈ કાવસજી શાહેરના છોકરાઓ, જમાસપજી સોરાબજી બાલા, ફરદુનજી લીમજી પાંડે, ફરામજી પેશતનજી પાટક, કાવસજી જાહાંગીરજી રેડીમની, જાહાંગીરજી હીરજી રેડીમની, જાહાંગીરજી ખરશેદજી તારાચંદ, ફરામજી નશરવાનજી પટેલ, મેહરવાન આદરજી ઘરાની, ખરશેદજી અરદેસર દાદીશેઠ, હીરજી જાહાંગીરજી રેડીમની, અરદેસર ખરશેદજી દાદીશેઠ, પેશતનજી ખરશેદજી મોદી, નશરવાનજી અને ફરદુનજી ફરામજી દોડી, નાનાભાઈ ફરામજી કાવસજી, નશરવાનજી એદલજી પારખ, માણેકજી શાપુરજી પારખ, ફરામજી રતનજી મુસ, માણેકજી જમશેદજી મુલા, ખરશેદજી મનચેરજી મુસ, મનચેરજી ફરદુનજી વછાકદાર, રૂસતમજી મનચેરજી વછાકદાર, પેશતનજી મનચેરજી વછાકદાર, સોરાબજી ફરામજી મુસ, બેહમનજી જમશેદજી મુલા, અરદેસર માણેકજી મુલા, મનચેરજી બરજોરજી મોદી, મેહરવાનજી હોરમજજી, ભીખાજી પેશતનજી મામા, જાહાંગીરજી ફરામજી કાવસજી, પેશતનજી ફરામજી કાવસજી, બીકાજી મેહરજી, બાપુજી બીકાજી, જાહાંગીરજી નશરવાનજી જથાવાળાની કુંપની, રૂસતમજી નશરવાનજીની કુંપની, જમશેદજી પેશતનજી પાંડે, અરદેસર લીમજી બનાજી, નશરવાનજી નવરોજજી, પેશતનજી અને મેહરવાનજી ફરામજી પાંડે, મેહરવાનજી જીવણજી દોડી, દાદીભાઈ લીમજી બનાજી, ખરશેદજી મેહરવાનજી પટેલ, સોરાબજી જાહાંગીરજી દાદીશેઠ, બેહમનજી જીજીભાઈ, એદલજી નશરવાનજી, જમશેદજી નવરોજજી તબાક, પેશતનજી લીમજી બનાજી, દોરાબજી જમશેદજી ચકનાતવાલા, અરદેસર પેસનજી જમુજી, દીનશાહ સોરાબજી સગાફ, કાવસજી ડાશાભાઈ, જમશેદજી સોરાબજી, રતનજી દાદાભાઈ ડોહના, અરદેસર હોરમજજી સંતોક, પેશતનજી હોરમજજી સંતોક, ડાશાભાઈ ફરામજી મામા, એદલજી ફરામજી (આસપલેસ) ની કુંપની, રતનજી મનચેરજી મુસ, કુવરજી હોરમજજી મામા, દાદાભાઈ રૂસતમજી પટેલ, નાનાભાઈ જમશેદજી ગાજધર, ફરામજી શાપુરજી, ડાશાભાઈ મેહરવાનજી વાડીઆ, એદલજી નવરોજજી, અરદેસર રતનજી વાડીઆ, સોરાબજી કાવસજી, જમશેદજી બેહરામજી, બરજોરજી કાવસજી, ડાશાભાઈ શાપુરજી, અરદેસર બેહરામજી લશકરી, બેહમનજી ધનજીભાઈ, હોરમજજી દાદાભાઈ, પેશતનજી ડાશાભાઈ વાડીઆ, ફીરોજશાહ પેસનજી, પેશતનજી હીરાજી, કાવસજી વીરજી, બરજોરજી એદલજી પોહચા, દોરાબજી જીવણજી ગીશતરી, પેશતનજી કાવસજી શેઠના, નશરવાનજી ધનજીભાઈ, બેહરામજી અરદેસર, સોરાબજી દાદાભાઈ સંતોક, બાપુજી હોરમજજી.

તા૦ ૬ મી મારચ.

આજ દીને શેઠ જમશેદજી જીજીભાઈએ પોતાના કોટ મધેના મોટા ઘરમા અતરેના નામદાર ગવરનર સર જે આર. કારનાક અને તેની બાનુને એક "બાલ" આપ્યો હતો. આ વેળાએ નામદાર ગવરનરના સઘળા રેસાલા ઉપરાંત આફગાનીસતાનની લડાઈ જીતી આવેલો લારડ કીન, તેમજ સર થામસ વીલશાયર, સર હેનરી પાટીનજર, અને બીજા સઘળા મોટે વાગેના યુરોપી અને આફગાનીસતાનથી લડાઈ જીતી આવેલા ઘણાક સુરા સીપાહિ, વગેરે હાજર થયા હતા. મધરાત સુધી નાચરંગ ચલાવી તથા ખાણું ખાઈ સર્વે પરોણાઓ શેઠ જમશેદજીનો ઉપકાર માની વદાય થયા હતા.[३] આ વેળાએ "બોમ્બે

[१] બોમ્બે કુરીઅર, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૪૦.
[२] બોમ્બે ગેઝેટ, તા૦ ૨૭ મારચ ૧૮૪૦.

[३] આ મેળાવરાની નોધ લેતા એનો બીજે દાહડેના એટલે તા૦ ૧૦ મી મારચ ૧૮૪૦ ના "બોમ્બે કુરીઅર" માં નીચે પ્રમાણે લખેછ—

"We shall not attempt to describe the decorations of the mansion, but its moral effect" "This"—exclaimed a military gentleman—"is now a fairy palace, and its owner is a good friend, he is attached to our

ટાઈમસ" મા લખ્યા મુજબ મુંબાઈ મધે પેહેલવેહેલોજ એક અસાધારણ બનાવ બનેલો હતો, તે એકે શેઠ જમશેદજી-ની પોતાની બાનુ તથા ત્રણે વહુઓ (બાઈઓ રતનબાઈ, સુનાબાઈ અને બચુબાઈ) ની આગળ એક જુદા ઓરડામા લેડી કરનાક, લેડી મેકમોહન, લારડ કીન, સર ટામસ વીલશાયર અને બીજા નામીચા ગ્રહસ્થો તથા બાનુ-ઓને વારાફરતી લઈ જઈ તેમની મોલાકાત કરાવી હતી.૨

તા૦ ૧૭ મી મારચ.

અતરે સ્થાપવામા આવેલી નવી "મુંબાઈ બેંક" ના ભાગીદારોની એક સભા આજ રોજે મલી હતી તેમા એ બેંકના ચારટર પ્રમાણે ભાગીદારો તરફના છ ડાએરેક્ટરોની નેમનુક ઘણા મતોથી કરવામા આવી હતી, જેઓ મધ ગણના ૫ ઇંગ્રેજ અને ૧ પારસી (શેઠ ફ્રામજી કાવસજી બનાજી) ની તરફેણમા વધારે મતો પડવાથી તેમને એ બેંકના પેહેલવેહલા ડાએરેક્ટરો ઠરાવ્યા હતા.

તા૦ ૧૨ મી મારચ.

આફગાનીસતાનની લડાઈ જીતી આવેલા સરદાર લફટનંટ જનરલ લારડ કીન, જી સી બી ને આજ રોજે શેઠ જમશેદજી જીજીભાઈએ પોતાના માહાલક્ષમીના બગીચામા એક ખાણુ આપ્યુ હતુ. આ વેળાએ નામદાર ગવરનર, તેમજ કૌનસીલરો, સુપરીમ કોરટના જડજો, અને બીજા મોટે વાગેવાલા હોદેદારો મલી ૭૦ પરોણાઓ ખાણાની ટેબલ ઉપર બીરાજ્યા હતા. ખાણું ખાઈ રેહવા બાદ સરેશતા પ્રમાણેની રાજ્ય તરફની વફાદારીની સલામતીઓ લેવાયા પછી શેઠ જમશેદજીએ ઉભા થઈ એક નાહનુ ભાષણ[3] કરી લારડ કીનની સલામતી લેવાડી હતી. જે ખુશાલીના પોકારો સાથે લેવાયા બાદ નામદાર ગવરનર સર જે. આર. કરનાકની, સર ટામસ વીલશાયર અને બેહાદર જીતી આવેલા બાહાદુર સિપાહીઓની, બાનુઓ, સુપરીમ કોરટના જડજો, લશ્કર ખાતુ, અને દરિયાઈ ખાતાની સલામતીઓ એક પછી એક એમ લેવાઈ હતી. એ પછી મી૦ ફારબસ ઉઠી મુંબાઈના માજી ગવરનર માઉન્ટ સ્ટુઅર્ટ એલફીનસ્ટનની સલામતી ચાહી, તથા છેલ્લે મરહુમ ગવરનર સર રાબરટ ગ્રાન્ટની યાદગીરીમા ધીરપણાથી શરાબ લઈ મેહમાનો ખાણા પરથી ઉઠી શેઠ જમશેદજીનો ઉપકાર માની વદાય થયા હતા.૪

---

noble country—he is one of us by British aid and British enterprise he has acquired a noble fortune

"He gave this ball to honour of our British Queen this may be the day on which Her Majesty is united to the husband of her choice, he gives it in compliment to the gallant soldiers, who now return from the conquest of Affghanistan, he gives it out of respect to the excellent Governor, who so fairly dispenses justice to all classes of British subjects in this Presidency, he gives in the name of the Lady who so kindly dispenses favours on all around, and he invites to it British beauty to add graceful ornament to the meeting of all the dignified and respectable of this capital

"This is freedom, this is British glory—this is one noblest privilege Jamsetjee Jejeebhoy is the personification of the respectable British Merchant Genius, enterprise and integrity have raised him, and while we partake of his hospitality let us be just to the true source of all advantages, British freedom for him—for us—and for all our fellow subjects"

[*Bombay Courier, 10th March* 1840]

૨ "One remarkable peculiarity distinguished this party from any ever given in Bombay—probably in India, and deserves to be noted as a large stride towards the European state of society During the evening the lady of Jamsetjee Jejeebhoy and her three daughters-in-law, Mrs Cursetjee Jamsetjee, Mrs Rustomjee Jamsetjee and Mrs Sorabjee Jamsetjee, received visitors in one of the apartments Lady Carnac, Lady MacMahon, Lord Keane, Sir Thomas Wiltshire, and many other ladies and gentlemen were introduced in succession and conversed with these ladies, of whom two were of distinguished beauty, and all comported themselves with grace and dignified courtesy

[*Bombay Times, 11th March* 1840]

૨ બોમ્બે કુરીઅર, તા૦ ૧૪ મી મારચ ૧૮૪૦

૩ શેઠ જમશેદજી જીજીભાઈએ કરેલુ આ નાહનુ ભાષણ અતરે સદરહુ ઉતારી લઈએ છૈયે —

GENTLEMEN

I am confident, I shall not call upon you in vain, when I ask you to fill a bumper to the health of my noble Guest Lord Keane Though in doing so I did not feel myself qualified to follow him, through his long course of service to his sovereign, and his country, I have heard enough to be satisfied that his career was one of the greatest distinction before he came amongst us, and I see that he bears on his manly breast many a token of having shared in the glories of many a bloody field

We know him here as the conqueror of Affghanistan, as the successful Bombay General, who has led our Army to triumph, who has secured for our Empire a frontier which renders us safe from foreign hostility—and who has opened by his successes, a new field for our merchants and an extension of our commerce His sovereign has nobly rewarded his services, let us add our hearty cheers and congratulations I have to thank him for the honor he has this day done me in accepting this entertainment as a tribute of my respect and admiration That he may long live, on returning to his native land to enjoy his honors is my fervent prayer—and I trust when in his seat amongst the Peers of England that he will bear in mind the cause of India and by watching over the interests of its inhabitants, still add to our debt of gratitude

[*Bombay Courier, 21st March* 1840]

૪ બોમ્બે કુરીઅર, તા૦ ૨૧ મી મારચ ૧૮૪૦

કીમતે બાહેર પાડી હતી.[1] એ કેતાબ શેઠ જમશેદજી જીજીભાઈને અર્પણ કીધી હતી.

---

તા૦ ૧૮ મી આગશટ.

રોજ ૨૬ માહ ૧૧ (શે૦) ૧૨૧૦ યજદજરદી.

મરણ—ફકીરજી ભાઈજી[2]—ઉમર વર્ષ ૬૦) શેઠ ભાઈજી હીરાજીના વડા દીકરા. એવણ "ફકીરા ઘોડા દલાલ" ના નામથી જણાયલા હતા. પ્રથમમા કોઈ લશકરી અમલદારને ત્યા કોચમેન તરીકે એવણ રહયા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૨૧ થી ઘોડાની દલાલીનુ કામ શરૂ કીધું હતુ. તે ધંધામા સારી માહીતગારી મલ્યાવી આરબસ્થાનથી ઘોડા લાવનાર સઘળા આરબો એવણની મારફતે પોતાના ઘોડાઓ વેચાવવા લાગા, જેથી ઈ૦ સ૦ ૧૮૨૬ ના ડીસેમબર માસથી ચ઼દનવાડીના રસતા પરનો મોટો તબેલો કે જે આજ લગણ "ફકીરાના તબેલા" ના નામથી એવણના વારેસો વાપરેછે ત્યા મોટા પાયાપર એવણ ઘોડાનો વ્યાપાર ચલાવવા લાગા હતા.

---

તા૦ ૧ લી સપટેમબર.

દસતૂર અસપંદીઆરજી ફરામજી રબાડીએ રેવરંડ ડાકટર વીલસનને વંદીદાદ ઉપર કરેલી મુજાહેમતોના ૨૬ જવાબમા "હાદીએ ગોમરેહાન" નામની કેતાબ છપાવી પરગટ કીધી હતી.[3] આ કેતાબમા દસતૂર અસપંદીઆરજીએ બતાવી આપ્યુ હતુ કે ડાકટર વીલસને પોતાના વંદીદાદની શરેહના ભાષાણમા જંદ અવસતાને લગતા જે ફકરાઓ ટાકીઆછે તે જરથોસ્તી ધર્મ ઈયા રેવાજને લગતી કોઈબી કેતાબોમાં મોજુદ નથી, માટે તે કેતાબો દેખાડવાની એ ડાકટરને દસતૂર અસપંદીઆરજીએ "ચાલેંજ" કીધી હતી.

એ રીતે રેવરંડ ડાકટર વીલસને જરથોસ્તી ધર્મ ઉપર મુજાહેમતો કરવાથી પારસીઓને તેઓના ધર્મ સબંધી બાબદોની ખોલ શોધો કરવાને ફરજ પડી હતી, અને એજ કારણને લીધે તારીખે જરથોશત, મોજેજાતે જરતોશતી, નેરંગહાએ કલમ્બ, અને હાદીએ ગોમરેહાન, કેતાબો તરતજ એકએકની પછવાડે નીકલી હતી, જેથી પરકોમવાલાઓની પણ ખાતરી થઇ હતી કે પારસીઓ પોતાના ધર્મનો પુરતો બચાવ કરવાને શક્તિવાનછે. આ બાબે મજકૂર "હાદીએ ગોમરેહાન" ની ચોપડી વીશે લખતા અંતરેનુ "બોમ્બે ગેઝેટ" કે જે એક વખત મીશનરીઓનુ સઊથી મુખ્ય વર્તમાન હતુ તે પણ નીચે પ્રમાણે લખેછે —

"Asfandiarjee Framjee in the course of his animadversion makes frequent complaint that Dr Wilson has quoted passages not to be found in any of the sacred Books of the Parsees, or even in their uncanonical works, and goes so far as to challenge the production of the books containing the passages quoted in the Doctor's lecture This certainly is fair for unless the passages cited can be authenticated and produced the religion of the Parsees will, in the minds of Europeans appear branded with certain unmerited inconsistencies and enormities, and greatly increase the prejudice of the Parsees to adhere to their own religion with more strictness The epithets applied by Asfandiarjee to Christ and by Dr Wilson to Zoroaster are by no means creditable to either of them as controversialists, and had both disputants made choice of the inductive instead of the synthetic mode of conducting the dispute it would have been better for the cause of truth and less marked with those expressions which necessarily offend the believer of any creed when degrading epithets are applied to the founder of his religion

It cannot be supposed that the Parsee is less sincere in his zeal or devoid of honesty in his professed attachment to Zoroaster than a Christian is to the faith of Christ, and consequently in examining the claims of a faith to credence or disbelief we should guard against mixing up with our enquiries any preconceived notions, entertained in the course of education and repell every attempt of prejudice to hinder or oppose our enquiries We are happy to find that the Parsees are coming forward to state contents of their Shastras and the opinions they themselves entertain respecting the doctrines of Zoroaster, and also to correct any misstatements European writers may have inadvertently or ignorantly made regarding the faith and practice of the Parsee religion, because with the march of enquiry there must be a corresponding diffusion of truth

[*Bombay Gazette*, 10th *September* 1841]

---

૧ "શરીર શાનતી, અથવા તનદોરોશતીની પોથી ઈચ્યાને માણશના શરીરને શાનતી એટલે જે તનદોરોશતીની આપનારી કેતાબ. પુરવીણ વઈદની ગેરહાજરીએ હરેક માણશે પોતાના પરીવારનો અઊષદ કરવા થકી ડાકટર એલેકજાંડર ગીબશન શાહેબની મદદથી ફરદુનજી મોબેદ મરજબાનજીએ બનાવીછે. શ્રી દમણ મધે કાવશજી ફરદુનજીએ છાપીછે, શને ૧૮૪૧ ઈશવી"

૨ એવણના બાવા શેઠ ભાઈજી હીરાજી ઈ૦ સ૦ ૧૭૭૫ મા સુરતની પાસેના સુમાલી ગામમાથી અતરે આવ્યા હતા, અને પાલવાનાં બંદર તરફ લશ્કરી છાવણીમા દુધ વેચવાનો ધંધો કરતા હતા. એ પછી પાલવેથી લશ્કરી છાવણી સરકારે કોલાબે કાટી ત્યારે એવણ પણ પોતાની દુધની દુકાન ત્યા લઈ જઈ વસ્યા હતા.

૩ "હાદીએ ગોમરેહાન, ઈચ્યાને ગોમરાહ લોકોને રાહ બતલાવનારી કેતાબ. પાદરી વીલશનના વંદીદાદ ઊપર કરેલા લેક્ચરના ૨૬ જવાબમો. એ કેતાબ એ૦ અશપંદીઆરજી ફરામજીએ બનાવીછે. શ્રી મુમબઈ મધે શમાચાર છાપખાનામો છપાઈછે. શને ૧૨૧૧ ઈઅજદેજરદી. શને ૧૮૪૧ ઈશવી"

તા૦ ૫ મી સપટેમબર.

નદેલી ગામના જરથોસ્તીઓએ ઈ૦ સ૦ ૧૮૩૬ ના વરસથી પોતપોતામા બંદોબસ્ત કરી પોતાની પંચાતને લગતું, એક ફંડ ઉભું કીધું હતું તે ફંડનો સવંત ૧૮૯૭ ના શાલ સુધીનો હીસાબ કુલ જરથોસ્તીઓની જાણને માટે આજના "મુંબઈના સમાચાર" મા છપાવી પરગટ કર્યો હતો. એ હીસાબની સેરે ત્યાંની અંજુમનના આગેવાનો જાહેર કરેછે કે એ ગામમા નસેસાલારોનો મુસારો એક બારયોજી કાવસજી બનાજી દર સાલ મોકલેછે, તથા એજ શેઠ નસેસાલારોને રેહવા માટે એક ઘર પેચાતુ લઈ ધર્મ ખાતે આપ્યુછે. વળી ત્યાંની દરેમેહેરનો ખરચ શેઠ હોરમસજી ભીખાજી ચાનાઈ પુરો પાડેછે. એ ઉપરાંત તેઓએ જરથોસ્તી સાહેબોને અરજ કરીછે કે એ ગામમા દોખમા આગળ એક કુવો ખોદાવવાની તથા જરથોસ્તીઓને સર બનસરે વાપરવાની એક ધર્મશાળા બંધાવવાની અગતછે તે કોઈ સખી સાહેબોએ પુરી પાડવી. આ અરજ પત્રની હેઠળ નદેલીની અંજુમનના નીચલા આગેવાન ગ્રહસ્થોની સહીઓછે,

શેઠ મનચેરજી નવરોજજી ભીખાજીતનના દા૦ નસરવાનજી મનચેરજી, રતનજી કુવરજી દેસાઈના, બેહરામજી દાજીભાઈ, મેહતા ડોસાભાઈ હોરમસજી, મનચેરજી જીજીભાઈ ઉનવાલા દા૦ બરજોરજી મનચેરજી, સોરાબજી બાપુજી હોરમસજી ગનધર, હોરમસજી કુવરજી, બરજોરજી નાનાભાઈ બોથી, રતનજી જમશેદજી, એદલજી બેહરામજી મુગની વાલા, બેહરામજી બરજોરજી (બેહરામજીના).

---

તા૦ ૧૭ મી સપટેમબર.

રોજ ૧૯ માહ ૧ (કદમી) ૧૨૧૧ યજદજરદી.

મરણ—હોરમસજી કાવસજી સરાફ[1]—ઉમર વર્ષ ૩૮) શેઠ કાવસજી બહેમનજી સરાફના વડા દીકરા. એવણ પોતાના બાપની જગોએ અંગરેજી "સીવીલ પે આફીસ" મા વડા સરાફ હતા. ને ઓપ્રો લગભગ ૨૦ વર્ષ એવણે સરકારની મનતીજ ભલી રીત બજાવ્યો હતો.[2]

---

તા૦ ૨૨ મી સપટેમબર.

રોજ ૨૯ માહ ૧૨ (કદમી) ૧૨૧૦ યજદજરદી.

મરણ—પાલણજી કાવસજી અકુગર[3]—ઉમર વર્ષ ૬૯) સુરતવાલા શેઠ કાવસજી વીરજી અકુગરના વડા દીકરા. એવણ સુરત મધે ફરંગી વેપારીઓ સાથે કાપડ વગેરેનો રોજગાર તથા કેટલીક જાતની આડતો ચલાવતા હતા. સુરત મધે નાહનપરામા એવણે પોતાના મામા મરહુમ શેઠ કાવસજી રુસતમજી તમનાની નઇએતે એક મોટી ધર્મશાળા બંધાવી તે તા૦ ૨૬ મી જુલાઈ ૧૮૧૯ ને દીને તમામ જરથોસ્તીઓના વપરાસને માટે ઓપ્રી મુકી હતી.

---

તા૦ ૨૯ મી સપટેમબર.

મુંબઈવાલા શેઠ જીજીભાઈ દાદાભાઈએ "શ્રી ભરૂચના જરથોસ્તી રોજાના છોકરાઓને અવસતા શીખવવાને સારૂ તે જગોના જરતોસ્તીઓના માગવાથી એક નીશાન" આજ દીનથી તે તરફ પોતાને ખરચે કહડાની હતી[4]

---

તા૦ ૧૭ મી અકટોબર.

બીલીમોરા ગામના જરથોસ્તીઓએ ઈ૦ સ૦ ૧૮૩૭ ના વરસથી પોતપોતામા બંદોબસ્ત કરી પોતાની પંચાતને લગતુ એક ફંડ ઉભુ કીધુ હતુ, તે ફંડનો સવંત ૧૮૯૭ ના શાલ સુધીનો હીસાબ કુલ જરથોસ્તીઓની

---

[1] શેઠ મેહરવાનજી હોરમસજી સરાફના બાવા તથા શેઠ કાવસજી મેહરવાનજી સરાફના બપાવા

[2] એવણના મરણની નોધ લેતા તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૪૧ ના "બોમ્બે ગેઝેટ" મા લખેછે કે —

"He served in this situation (Head Shroff, Civil Pay Office) with zeal and ability for a period of nearly 20 years, where his Father had served for nearly 40 years with credit and respectability He had the well merited esteem of his Employers"

[3] સુરતના માજી કોટવાલ મરહુમ શેઠ પેસતનજી પાલણજીના બાવા એવણના એક ભાઈ શેઠ નવરોજજી કાવસજી અકુગર ઈ૦ સ૦ ૧૮૧૦ મા થએલા મોટા તોફાન વેલાએ સુરતથી વાહણમા સફર કરતા બીજા કેટલાક પારસીઓ જોડે દરીયામા ડુબી ગયા હતા એમના બાપ શેઠ કાવસજી વીરજી કોચીન તથા બટાવી તરફ સુરતથી વ્યાપારનો માલ લાવ લઈજા કરતા હતા તેઓ બટાવીમાજ મરણ પામ્યા હતા તેમના એક ભાઈ શેઠ રતનજી વીરજી તે મુંબઈવાલા મરહુમ શેઠ હોરમસજી રેહમુસજી અકુગરના બપાવા હતા એવોના બાપ વીરજી તથા કાકા જમાસપજી નવરોજજી અકુગર પ્રથમમા સુરતની પાસેના "અડવા" બંદરના રેહવાસી હતા એ અડવા ગામની હદ આગળના વખતમા નાનપરા (હાલના) ના મકાઈ બાગના પુલ સુધી ગણાતી હતી તે પછી ઈ૦ સ૦ ૧૭૦૭—૮ ને આસરે સુરતનો બાહેરનો કોટ બંધાયા પછી ઊમરા ગામના પટેલ ખાનદાનના વડીલ શેઠ નાનાભાઈ નરસંગજી નામના હતા તેઓની એ બાગમા ઘણીક જમીન હોવાથી તેવણે ત્યા એક પરૂ વસાવ્યુ હતુ, અને તેવણના નામ ઊપરથીજ આજ સુધી એ લતો "નાનપરા" ને નામે ઓળખાએછે

[4] મુંબઈના સમાચાર, તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૪૧

